# એક પારસી સંસારી નાટક.

## (ત્રેણ અંકમાં.)

---

રચનાર—મી૦ ફીરોઝશાહ જહાંગીર મરઝબાન, એમ. એ.

તે "ફાસીનો સાહુકાર,"—"વારસે-ના-કબુલ,"—"જીવપર જોરાવરી,"
"નસીબની લીલી,"—"અંગ્રેમેન્યુસ સાથ એગ્રીમેંટ,"—"આફતાં-
પર કોફતું,"—"મોહબત કે મુસીબત,"—"માસીનો માકો,"
"હેન્ડસમ બ્લેગાર્ડ,"—વગેરે વગેરેના કર્તા.




પારસી નાટક મંડળીને માટે છપાવી પ્રસીદ્ધ કરનાર
મેસર્સ ફરામજી ડી. અપ્પુ, રતનજી ડી. અપ્પુ, મેહરવાનજી મીનીસ.

---

મુંબઈ:
જે. બી. મરઝબાનની કું૦ જામે જમશેદ પ્રીંટીંગ વર્કસ,
બેલાર્ડ હાઉસ કોટ.

---

૧૯૧૭.

મુંબઈ.

આ "અફલાતુન" નાટક મી૦ મીરઝાશાહ જહાંગીર મરઝબાને રચ્યો છે.
અને તે 'જામે જમશેદ' પ્રીન્ટીંગ વર્કસ, એલાઈસ હાઉસ,
(ગેંગોર સ્ટ્રીટ, કોટ, મુંબાઈ) મધે માણેકજી નવરોજી મીંટરે
છાપ્યો છે, તથા આ નાટક સ્ટેજ કરનાર પારસી
નાટક મંડળીના માલેકોએ આ પુસ્તક ગ્રાંટરોડ
વીકટોરીયા થીએટરમાં પ્રગટ કર્યું છે.





કેટી દાવરની કાંહેણી—"જીવપર જોરાવરી"—નો મારો નોવેલ રૂપી અવતાર મેં આપણી બેહશ્તન પ્યારી પુતલીની પવીત્ર યાદને અર્પણ કર્યો છે—

તેજ કથાનું આ નાટકરૂપી સ્વરૂપ—"**અફલાતુન**"—તમો મારી હેતવંતી, ગુણવંતી બે બેહનો ને તમારી પરવાનગી વગર પ્યાર સાથે **અર્પણ કરૂં છું.**

જન્મથી આજની ઘડી સુધી મારાં સુખ દુઃખ માં સાચ્ચાં દીલે શરીક થઇ તમો બંને બેહનો એ મારી ગમ જે માયા અને વાહલ સદા દેખાડયું છે—મારી કલમકશીની અદના કોશેશો માં તમો બેઉએ હંમેશાં જે ઉલટ અને ઉત્તસાહ દેખાડવી ચાલુ રાખી છે—આ 'અફલાતુન' ખેલ ના 'ગેટ-અપ' માં બી તમે જે કીમતી મદદ મને આપી છે—તેના દેશાનની આટલી મારી તર્ફની એક નજીવી પણ ખરાં વાહલ સાથની નીશાની તમો સ્વીકારશો તો હું ખુશી થઇશ.

લી૦ તમારો વાહલો ભાઈ

પીજામ.

ન્યુ ચરનીરોડ, તા૦ ૨૫ મી સપટેમબર ૧૯૧૭.

# દીબાચો

"મામાને ઘેર લગન અને માએ પીરસનાર!" ભાઈ પીરોજશાહ મેરઝબાન સાથ આ એમના નવા નાટકે મને "મામા-માસી"નું નાતું કરાવેલું છે; અને તેવા સંજોગમાં એ નાટક માટે માહરેજ એક દીબાચો લખવાનું—અને ભય છે કે નુકતેચીનીની આંખે જોઈએ એટલું યથાયોગ થનાર નથી. વળી મને પોતાને એ ધોરણ કોઈ રીતે ઘણું જરૂરનો લાગતો નથી, અને માહરાં પોતાનાં છપેલાં અને પરવરતાવેલાં પુસ્તકોમાં મેં એ લાભ કદી જાણ્યો નથી. એક દીબાચો તે કાંઈ નુકતેચીની નથી, અને એક દીબાચા (એટલે એક પુસ્તકને લગતા ખુલાસા)માં લેખક પોતે જે કાંઈ પોતાની તરફનું કેહવાનું હોએ તે જેટલું યથાર્થ કહી શકે તેટલું એક ગાહીત આસામી કહી શકવાનો નથી; મગર ભાઈ પીરોજે મને એ દીબાચો લખવાની અરજ કરતાં ખાત્રી આપી છે કે એમનાં આ આગમચ બાહેર પડેલાં અનેક પુસ્તકોમાં એમણે એજ ધોરણ પર કામ લીધું છે, અને તેથી, આ નાટકનાં પુસ્તકને તેઓ એક અપવાદરૂપ બાહેર પડેલું જોવા માહતા નથી. એટલા—માટે, એ સંજોગ વચ્ચે, કોઈ બીજો ગ્રહસ્થ એ સંબંધમાં લખે તે કરતાં મનેજ એકાદ બે બોલ લખવાનું વધારે વાસ્તવિક જણાએ છે, કેમકે આ ખેલમાં ગાયનો માહરી નાકેશ શક્તિનાં કરેલાં હોવાને લીધે આ ખેલનો હું પોતે પણ એક અંગ—ભાગ થવા માગ્યો છું, અને એ માહરોજ નાટક હોએ તેમ હું એના આખા નીચે સંબંધમાં આવ્યો છું.

ભાઈ પીરોજનો આ ખેલ એમની આ આગમચ બાહેર પડેલી એક નોવેલ નામે "જીવપર જોરાવરી" ઉપરથીજ એ આબેહુબ ઉપજાવ્યો છે, એટલે એના "પ્લોટ"માં કદાપી સંસારી નાટકની એક ખાસ્યત એ ઘણી નવી પુરવાર થવાનો નથી;

પણ લેખી નાટક તેની રચણામાં કાંઇ એટલી બધી કાબેલ્યતથી ઉપજાવામાં આવ્યો છે કે મને માનવાને લાલચ થાય છે કે એ ભાઇની એ વારતાએ જે રસ અને ઉમંગ જમાવ્યો હશે તે કરતાં સેંહેંકડો દરજ્જા વધારે આ નાટક રંગ જમાવશે, અને એ માહરાં પ્રમાણીક મતની જો કોઇ પુરવારી જોઇતી હોય તો એ નાટકમાં માહરી પોતાની જે ઉપર કેહવા મુજબની મીસ્કીન હીસ્સેદાસી ને શામીલગીરી મેં આપી છે તે છે. ભાઇ પીજામના કેહવા મુજબ "જીવપર જોરાવરી"ની એમની વારતા કોઇ એકજ નૉવેલનું ઍડેપ્ટેશન નથી, પણ જુદી જુદી ત્રણ નૉવેલની મેલાવત કરીને એવણે એ અમલો ઉભો કરેલો છે; અને શોકીન સમજદાર આલમ માહરાં મતને આ ખેલ જોતા કેડે મલતીજ થશે કે એ કાંઇ થોડી જેહમત અને થોડી કાબેલ્યતનું કામ નથી, કેમકે અક્કલપસંદ રવેસે જુદી જુદી વારતાઓનાં વલાંની એ જાતની વણત કાંઇ બધાજ કરી શકે નહીં.

મને પોતાને આ નાટક ખરેખર ઘણો ગમ્યો છે, અને નાટકોના સમાગમમાં હું ઘરડો થયો છું એટલે એ માહરૂં અનુમાન, અનુભવ સિદ્ધ મેં નક્કી કરેલું, આયંદા ભુલભરેલું પુરવાર થનાર નથી એમ માનવા ને જાહેર કરવાની મને હીંમત થાએ છે. નાટક બધાથીજ લખી શકાતા નથી, અને એકાદ નાટક એક કે બીજાં કારણથી ફત્તેહમંદ થયો હોએ તેથી તે નાટકકારની કારકીર્દીને એક નાટક લખનાર તરીકે તેજસ્વિ સ્વિકારવા મેં હંમેશ ઠરાવથી ના પાડયું છે; પણ આ "અફલાતુન" નાટકમાં મેં લેખકની શક્તિનો તે કસ જોયો છે કે જે એ નાટકને ફત્તેહમંદ નહીં કરે, અને બીજા એવાજ થોડાક નમુનેદાર નાટકો લખવાને એમને સમર્થ નહીં કરે તો હું ઘણો અજબ થવશ.

આ નાટક એક સાદું, અક્કલમાં બેસતું આવતું, પારસી સંસારને લાગુ પડતું, દીલપઝીર ચિત્ર છે, અને કદમોદમ તેની નસીહતમાં તે ખાલી નથી તે મને અગતકરીને ગમ્યું છે. એક મજબુત મગજની છોકરી શું અને કેટલું કરી શકે તે આ નાટકમાં

એ છે કે "પારસી નાટક મંડળી" ના સાહસીક માલેકોએ બી દુલ્લાં દીલથી આ નાટકને એક નામાંકીત ફત્તેહ બનાવા જરને જેહમતની કોઈજ ક્યાસ થવા દીધી નથી. એ ગ્રહસ્થોએ એ ખેલપર પાપરીની પેરે પૈસો વેરયો છે, અને સીન સીનરીની મનોહરતા અને ડ્રેસીસ અને અસબાબ વિગેરેની સંપુર્ણતામાં, ભાઈ પીજામના કેળવાયલા ટેસ્ટને માન આપી, એ માહરા પુરાણા દોસ્તોએ હજારેના ખરચે આ ખેલમાં એટલું બધું કરયું છે કે એ સઘળી એકત્રતા આ ખેલ એક જોવાજોગ ફત્તેહ પુરવાર થવાની જાણે ગેરંટીજ થઈ પડે છે.

વળી "મેરી અઢેલી મત ભુલ્યો!!" મેં જયારે અફલાતુન ભાઈ પીજામના આ અફલાતુન પારસી સંસારી નાટક "અફલાતુન" બાબે માહરાં પ્રમાણીક મત મુજબનું આવું બધું અફલાતુન ચીતરી મારયું છે, ત્યારે એ ખેલમાં રજુ થતાં માહરાં ગાયનો માટે પણ માહરે થોડુંક બોલવું બેવડું સજાવાર થશે. આ ખેલમાં —જેમ માહરા પોતાના હરેક નાટકમાં જોવામાં આવ્યું છે તેમ— સઘળાં ગાયનો માહરી ગરીબ કોશેશનું પરીણામ છે, અને તે સંસારી નાટકની શોકીન આલમની પ્રસંશા પાત્ર પુરવાર થશે એમ માહરે ઉમીદ રાખવાની છે. એ માંહેલી ઘણીખરી રાગણીઓ નવીજ છે, અને મને ભય છે કે ગાનારનાં ગળાં, કાયનાત, સ્થળ અને પ્રસંગ એ બધાંપર નિઘાહ રાખી અનકુળ રાગરાગણીઓજ પસંદ કરતાં મેં મને રાહો આપનાર માહરા કુશળ મિત્રોનું લોહીનું પાણી કરયું છે: પણ પરીણામ, તેથી, મને માનવાને ઉમંગ રહે છે કે ઘણું સારૂં થયું છે. અલબત, એ માહરાં કામમાં મને જો જશ મલે તો તે ઘણે દરજજે "પારસી નાટક મંડળી" ના સમજદાર સાજીંદા ગ્રહસ્થો ભાઈઓ નાગરદાસ, રૂસ્તમ વિગેરેને અને ખેલાડી ગ્રહસ્થો મેસર્સ મોહન, ભગવાનદાસ, પીરોજશાહ મિસ્ત્રી વિગેરેને આભારી છે. મેં અનુભવસિદ્ધ જોયું છે કે દેશી સંગીતમાં એ ઘણાખરા ગ્રહસ્થો ઘણું સમજે છે, અને માત્રા અને તાલમાં વઠીક તલ માત્ર પણ ફરક ન આવે,

એટલુંજ નહી પણ શબ્દોના આકારમાં પણ સંપૂર્ણતાજ સચવાતી હોએ તે ક્રીસમનાં ગાયનો એ માહરા મિત્રોની મરજી અનુસાર બાંધી આપતાં માહરે જોકે પરીશ્રમ કરવો પડયો છે, પણ એમની એ સમજદારી હેતથી વખાણીને મેં ઘણી ખુશીની સાથે તેમ કરયું છે, અને સામટી રીતે, તેથી, આ નાટકના ગાયનો સમજદાર વર્ગને પણ પુરતો સંતોષ આપતાં થવાનુંજ સંભવે છે.

વળી ઇંગ્રેજી ગાયનોની રાહો વિગેરે માટે હું માહરા જવાન મિત્ર પીજામ પોતે અને ભાઇઓ ખુરશેદ અને રુસ્તમ પોંડાને આભારી છું. એ ભાઇઓ ઇંગ્રેજી સંગીત સારૂં સમજે છે, અને તેમણે મને એ ડીપાર્ટમેન્ટમાં ઘણી સવળતા અને મદદ કરી છે.

છેવટે, આ આખો નાટક એ રીતે ઘણી મોટી મેહનતે અને ઘણા મોટા ખરચે, પારસી સંસારી નાટકની શોકીન આલમની મોજ અને ખીદમત સારૂ, તૈયાર કરવામાં આવ્યો છે; જ્યારે ભાઇ પીજામે, વળી, દેશી નાટકની રંગભુમીમાં એક કદમ આગળ વધી પોતાના ખેલમાં સીનેમાના પ્રસંગોવાર દેખાવો પણ આમેજ કરાવવાની પેહેલ કરી છે, અને એ બધી ધણુંખર અને ધામધુમની રોણક સાથ, નજદીક એક આખા વરસની મેહનત પછી, જાહેરમાં રજુ થવા પામેલો આ "અફલાતુન" નાટક સંસારી નાટકની શોકીન આલમના મોટા આશરાને લાએક પુરવાર થશે એમ માનવાની મને ઘણી ઉમેદ રેહે છે.

ખ. જી. કાબરાજી.

ઓકટોબર, ૧૯૧૭.

# ફક્ત પાંચ મીનીટ!



મ્હોં કુમળાવશો નહીં! હું તમારો વધારે વખત રોકવા માંગતો નથી. પણ મારી તરફના બે બોલ અહીં લખવા વગર ચાલે એમ નથીજ.

કલમબાજીમાં પછાડા મારવાનો એક અભખરો મારા બાળમાં અધુરો હશે તે આ પુરો થયો છે! મારી માનીતી નોવેલ "જીવ-પર જોરાવરી" નો આ નાટકી અવતાર "અફલાતુન" તમારા હાથમાં તમારા અપક્ષપાત અભીપ્રાય માટે આજે કાંઇક વીશવાશ અને હીમતથી મુકું છું. જો એ તમારી પરીક્ષામાં પસાર થયો તો હું મારા ત્રીજા નાટક માટે મારી સુખડપેન નવેસરથી ઘડી તઇયાર કરીશ—જો તમારી 'વરડીકટ' મારી વીરૂધ આવશે તો મારે સમજી લેવુંજ પડશે કે સ્ટેજ સાથ મારી રાસ આવતીજ નથી.

હું અગાઉ કહી ચુકયો છું કે મારો પહેલો નાટક "માસીનો માકો" નાટકી સાહીત્યના મેદાનમાં મારી એક "સીરીયસ" કોશેશ હતીજ નહીં. તે ફારસીકલ કોમીડી માત્ર ખાલી રમુજની ધુણમાં મેં એક ખાનગી કુટુંબી મેળાવડામાં પતેતી જેવા કોઇ પ્રસંગપર ભજવવા માટે ચીત્રી કાહડી હતી—અને મારો અસલ મનસુબો તો તે કોમીડી ચોક્કસ એમેચ્યુઅર મીત્ર-મંડળ પાસે એકાદ બે વાર પ્રાઇવેટ ફેમીલી ગેધ-રીંગ સમક્ષજ સ્ટેજ કરાવવાનો હતો. પણ તેટલાં બેહસ્તનસીન મારા મીત્ર ખુરશેદજી બાલીવાળાના હાથમાં મારૂં તે મેન્યુસક્રીપ્ટ મારા મેહરબાન ખેરખાહ મી૦ સોરાબજી ધોંડીએ મેળી દીધું—અને બસ મરહુમ ખુરશેદજી તો તે કોમીડીને પોતાની કુંપની મારફતેજ રજુ કરાવવાનું લઇ પડયા! કાંઇક ઘટતા સુધારા વધારા સાથ 'માસીનો માકો' વીકટોરીયા નાટક મંડળીએ સ્ટેજ કર્યો—અને—! પરીણામ તમને ખબર છે. 'માસીનો માકો' "યકદમ રરરરદબાતલ" તો પુરવાર થયોજ નથી. કોઇ ચીઇઇઝ નહીં!

"મને જણાવી દેવાનો ઝરરશોખી વાંધો નથી કે" જો ભાઇ રતનજી શેઠનાનો "પાકબાદ પર્શીન" તુરતનોજ પડયો નહી હતે—જો તે નાટકમાં 'ભોસીના ભાકા'નુંજ કોમીક પણ કમનસીબે આગમચથી પેસી ગયલું નહીં હતે—તો મારી કોમીડી કોઇ ઓરજ જુદો રંગ પકડતે; પણ મરહુમ બાટલીવાલા જેવા એક અઠંગ નાટકકારેખી ગોઠું ખાધું. ભલા આદમીએ 'ભાસીનો માકો' "પાકબાદ પર્શીન"ને સ્ટેજ કરવા પછી તુરતજ હાથમાં લીધો—અને બધું રંધાઇ જવા પછીજ મેં તો મોટી નાસીપાસીપૂર્વે જાણ્યું કે મારી 'કોમીડી'નો સાર તો ભાઇ રતનજીએ અગાઉનો કુયોગમાં લઇ લીધેલો હતો!

ખેર! પણ ત્યાર પછી મારા જીવને કળ વળી નહીં. એકે સુટ નાટક લખતા માટેજ એક ધરખમ સંસારી નાટક લખવાને માટે મારાં આંગળાં સળવળાં કીધાં. એકદમ વળી એક ચોખ્ખી ફારસીકલ કોમીડી પાછી લખવામાં સાર મેં જોયો નહીં. વળી ધોરધાર જેવાં આંસુએ બૈરાંઓની આંખ્યોમાંથી ખેરવનારી એક હેબતનાક સ્ટુપીડ ટ્રાજીડી લખવા અગાઉ મારી કલમ કોહી સડી ગયેલી જોવાનું હું વધુ પસંદ કરૂં; એટલે એક સીરીયો-કોમીક લખું મેં શોધ્યું. લાંબે જવાની જરૂરજ નહીં હતી. મારી અફલાતુન કેટી હાવરનો કીસ્સો મને સઉથી બંધબેસતો લાગ્યો—અને લ્યો, આ રહ્યું મારી લાગટ એક વર્ષની મેહનતનું પરીણામ!

મારા અઝીઝ લાયકીવાલા બેરાદર દાદીબા અપ્પુની સુચના અને ચાલુ હલટને પ્રતાપે પ્રખ્યાત પારસી નાટક મંડળીના માનવંતા માલેક સાહેબો સાથે આ નવા નાટકનું સાટું ઠોકવા હું શક્તીવાન થયો. મેં જયારે દેશી નાટકોના કરવૈયા અપ્પુ શેઠીઆઓને અને મેહરવાનજી મીનીસ શેઠને ઓજરખવાહીથી કહ્યું કે, "નાટકના સ્ટેજીંગ અને 'મેક-અપ' માટેના મારા વીચારો સાધારણ તમાશગીર, મંડળના 'સ્ટેનડર્ડ'થી કાંઇ જુદાજ છે, માટે જો મારો નાટક હાથમાં લેવા માંગતાજ હોવો તો, સાહેબો, ખુદાને ખાતર તે જરા કોઇ સારો આકારમાં બાહેર પાડતા તમો તૈયાર હોવો, તોજ આપણું આગળ ચાલશે—નહીં તો અખાડાજ કરો જહાં એ—" ત્યારે નૌ. ફરામજી અને શેઠ રતનજી અપ્પુએ, જે કસુબાતના

શબ્દો મને કહ્યા, તે હજી મારા કાનમાં ગણગણ્યા કરે છે: "મી૦ પીજામ, તમારો નાટક ઘણાજ સરસ આકારમાં—તમોને સંતોશ મળે એવી રીતેજ—અમો સ્ટેજ કરશું; બેશીકર રહો!"

અને ખચીતજ પારસી નાટક મંડળીના સાહસીક માલેકોએ પોતાનો બોલ પાળયો છે. આ લડાઈની મોંઘવારી અને કટાકટીના અધ્યામમાં તેઓ એઓ "અફલાતુન" નાટક પછવાડે મારા દેખતાં દેખત લગભગ ચોવીશ હઝાર રૂપ્યા હાલને કાજતો ખરચી ઉભા છે. એકાદ પારસી સંસારી ખેલ માટે સાધારણ રીતે અલાર અગાઉ ઘણું ઘણું તો ત્રણથી ચાર હઝાર રૂપ્યા ખરચાતા હશે. એક પારસી નાટક પછવાડે વધારે નાણું ખરચવું નાટક કંપનીના માલેકો ફુઝુલ સમજતા આવતા હતા. પણ હું ધારૂં છું કે મારા "અફલાતુન" નાટકથી પારસી સંસારી ખેલોના બાબમાં હવે એક તમાંમ નવો સફો ઉઘડવો શરૂ થયો છે. અત્યાર સુધી આખા એક પારસી નાટકમાં ચાર સાડીઓ અને ચાર બ્લાઉઝો તમે જોતાં આવ્યા–તેને ઠેકાણે ચુમાલીસ સાડીઓ અને ચોત્રીશ બ્લાઉઝો તમે અહીં જુવો છો! ટીપ–ટોપ તમામ નવા ઇંગ્રેજી ડરેસીસ ખાસ સીવાડેલા જુવો છો! ખાસ મહેનતથી પસંદ કરેલી "ઇમીટેશન જુવેલ્રી" જુવો છો! દર સીનને નવા પડદાઓ અને "ટ્રાન્સફોર્મ" થતા સેટ—સીનો જુવો છો! તે ઉપરાંત બે સીનેમેટોગ્રાફ ફીલમો જુવો છો! તો પછી તમેજ વીચાર કરો કે તે પાછળ હાલના મોંઘવારીના વખતમાં શું ખરચ બેઠો હશે? શાબાશ છે પારસી નાટક મંડળીના માલેક સાહેબોની છાતીને! હું સાચ્ચું કહું છું કે જે હીંમતથી અને મક્કમપણાંથી તેઓએ આ "અફલાતુન" નાટકને સજવયો છે, તે જોઈ હું પોતે બી હેરત થઇ રહયો છું. મને માનવાને દરેક કારણો છે કે શેઠ ફરામજી અપ્પુ, રતનજી અપ્પુ અને મેરવાનજી મીનીસના આ વખાણવા જોગ સાહાસની કદર તમાશબીન આલમ કરવા વગર રહેશે નહીજ! પછી તો તકદીરની વાત છે.

પોતાની વહાલી બેટીની બીમારીની ચીંતા માથે હોવા છતાં ભાઇ અમનજીએ દહાડાના દહાડાઓ સુધી લાગટ પોતાનું અંગત કામકાજ બાજુએ મુકીનેબી એક દહોરયાંનીબી હાંસલ વગર આ મહેનત માથે ઉપાડી, અને મારા "અફલાતુન" નાટકને એક રીતે દીપાવવામાં પોતાનો ફાલો આપ્યો છે. એ ભાઇનો નાટકો તથા જલશાઓ અને તેને લગતાં ગાયનો સાથનો સંબધ અને અનુભવ આજ નજદીક ૪૦ વર્ષોનો લંબાયલો છે, અને એમના હરેક નાટકમાં અને હરેક જલસામાં એવણુની પોતાની પસંદગીની રાગ રાગણીઓ પર ઘણી સમજદારીથી એવણે જોડેલાં ગીતો ઘણાં વખણાયાં છે, ને ઘણાક તો ઘેરે ઘેર જાયુક ગવાતાં થયલાં છે. આ "અફલાતુન" ખેલ માટે પણ અનુકુલ રાગ રાગણીઓ એવણે મોટી મેહનત લઇ પોતેજ નક્કી કરી તે ઉપર ગાયનો બાંધ્યાં છે, જે એવણની કલમને વાસ્તે લોકોની હંમેશની ઉલટથીજ વખણાશે એમ ધારી શકાએ છે.

બીજો ઉપકાર મારે મારી બે વહાલી બેહનો મીસીસ જરબાઇ બાપુજી લામ અને મીસીસ ગુલબાઇ અરદેશર મહેતાનો માનવાનો છે. અલબતાં એ એક કુટુંબી ભાઇ બહેનો વચ્ચેના સંબંધની બાબદ છે, પણ જાહેરમાં મારે મારાં દીલની લાગણી દરશાવ્યા વગર ચાલતું નથી કે બહેન જરબાઇએ તથા બેહેન ગુલબાઇએ આ ખેલના બાનુઓના ડ્રેસીસ–સારીઓ બલાઉઝો–વગેરે તઇયાર કરવામાં, તેમજ દરેક પ્રકારની જુવેલરી ઉપજાવી આપવામાં, જે અથાગ કાળજી અને શ્રમથી મને મદદ કરી છે તે માટેનું મારૂં અહેશાન હું પુરેપુરૂં દરશાવી શકતો નથી. દહાડાના દહાડા સુધી દુકાનો ઉપર ધકેલા ખાયા કરી—મોતી, રામજી દુલ્લભ, કલ્યાણ, ભગવાન (–બલા જાણે મારી કોણ કોણ હતા!–) દરજીઓને ઘરે બોલાવ્યા કરી—જુદાં જુદાં બ્લાઉઝો માટેના ડીઝાઇનો ભેજાંમાંથી ઉપજાવયા કરી, એ બહેનોએબી "અફલાતુન" ના 'મેટ–અપ' માં એક સંગીન હીસ્સો આપયો છે.

આ પછી મારો સદાનો વહાલો દીલસોઝ રફીક જેહાંગીર તારાપોરવાલા છે. આર્ટનાં એ સાચ્ચા આશકે જયારે જાણયું કે

નાટક લખવો, એ હું આગાઉ તદન બચ્ચે બાલેકા ખેલ જેવું એક કામ સમજતો હતો. હવે મારી આંખ ઉઘડી છે. સાચ્ચું કહું છું કે એક નોવેલ લખવા કરતાં એક નાટક લખવો, એ ચાર ઘણો વધારે બીકટ પ્રયોગ છે. મને યાદ છે કે જયારે મેં શરૂઆતમાં ભાઇ બમનજી કાબરાજી આગલ મારી "જીવપર જોરાવરી" નોવેલને "ડ્રૅમેરાઇઝ" કરવાનો મારો ઇરાદો જાહેર કીધો હતો, ત્યારે તેવણ ખડખડાટ હસી પડયા હતા—અને એક મોટી નોવેલને ચાર કલાકની રમતના એક નાટકમાં ફેરવી નાંખવાનું કેટલું મુશકેલ, બલકે અશક્ય, હતું તે બાબે મને ચેતાવયો હતો. તે વેળા મોટાભા બમનજીની ચેતવણી મેં ગણકારી હતી નહીં. પણ આજે હું કાન આમટીને કબુલ કરૂં છું કે "અફલાતુન" નાટકને રચી તૈયાર કરતાં મારો નાકે દમ આણ્યો છે. જે કામને હું પાનને ચુનો લગાડવા જેટલું સહેલું સમજતો હતો, તેણે આસ્સો દોઢ વરસ સુધી મારી પાસ મરતે એલાહી ઘસડબોરો કરાવયો છે! સઉ સારૂં જેનું સેવટ સારૂં! હું એટલુંજ ખરા અંતકરણથી કહું છું કે મેહરબાન અપ્પુ સાહેબે અને મીનીસ ભાઇની મારી ઉપર ખાસ અંગત માયા મેહરબાની જો નહી હતે, તેઓએ જો મને આ ખેલ સજાવવા માટે ખરચનો Carte Blanche આપ્યો નહીં હતે, મારા નાટક માટે તેઓએ કાંઇ અજબ જાતનો ભાવ અને વીશવાશ અબ્બલથી આખર સુધી દેખાડયા કીધો નહી હતે, તો અધવચ્ચેજ કંટાળીને—હારી ખાઇને—હું એ અફલાતુન મારી જીવપર જોરાવરી છોડી બેઠા હતે!

તમારો હું ઘણો વખત રોકું છું, પણ મારે બે ચાર ઠેકાણાઓ અત્યેનો મારો ઉંડો આભાર હજી દરશાવવાનો છે. પહેલાં તો ભાઇ બમનજી કાબરાજીનોજ મારે ખાસ અંગત ઉપકાર માનવાનો છે. આ ખેલનું તમામ સંગીત મારી અરજ ઉપરથી એજ અનુભવી ભાઇએ મારે માટે ચુંટી કહાડી, દરેક ગાયનોના બોલો બાંધી આપી, એ ગાયનો એકટરોને બેસાડી આપી, એઓએ આવાર મને જે સાચ્ચાં દીલની ખીનસવારથી કીમતી મદદ આપી છે તેનું અહેશાન હું જલદી ભુલી શકીશ નહીં,

પોતાની વહાલી બેટીની બીમારીની ચીંતા માથે હોવા છતાં ભાઇ બમનજીએ દહાડાના દહાડાઓ સુધી લાગટ પોતાનું અંગત કામકાજ બાજુએ મુકીનેબી એક દહોરડાંનીબી હાંસલ વગર આ મહેનત માથે ઉપાડી, અને મારા "અફલાતુન" નાટકને એક રીતે દીપાવવામાં પોતાનો ફાલો આપ્યો છે. એ ભાઇનો નાટકો તથા જલશાઓ અને તેને લગતાં ગાયનો સાથનો સંબધ અને અનુભવ આજ નજદીક ૪૦ વર્ષોનો લંબાયલો છે, અને એમના હરેક નાટકમાં અને હરેક જલસામાં એવણની પોતાની પસંદગીની રાગ રાંગણીઓ પર ઘણી સમજદારીથી એવણે જોડેલાં ગીતો ઘણાં વખણાયાં છે, ને ઘણાંક તો ઘેરે ઘેર જાથુક ગવાતાં થયલાં છે. આ "અફલાતુન" ખેલ માટે પણ અનુકુલ રાગ રાગણીઓ એવણે મોટી મેહનત લઇ પોતેજ નક્કી કરી તે ઉપર ગાયનો બાંધ્યાં છે, જે એવણની કલમને વાસ્તે લોકોની હંમેશની ઉલટથીજ વખણાશે એમ ધારી શકાએ છે.

બીજો ઉપકાર મારે મારી બે વહાલી બેહનો મીસીસ જરબાઇ બાપુજી લામ અને મીસીસ ગુલબાઇ અરદેશર મહેતાનો માનવાનો છે. અલબતાં એ એક કુટુંબી ભાઇ બહેનો વચ્ચેના સંબંધની બાબદ છે, પણ જાહેરમાં મારે મારાં દીલની લાગણી દરશાવ્યા વગર ચાલતું નથી કે બહેન જરબાઇએ તથા બેહેન ગુલબાઇએ આ ખેલના બાનુઓના ડ્રેસીસ–સારીઓ બલાઉઝો–વગેરે તઇયાર કરવામાં, તેમજ દરેક પ્રકારની જુવેલરી ઉપજાવી આપવામાં, જે અથાગ કાળજી અને શ્રમથી મને મદદ કરી છે તે મારેનું મારૂં અહેશાન હું પુરેપુરૂં દરશાવી શકતો નથી. દહાડાના દહાડા સુધી દુકાનો ઉપર ધકેલા ખાયા કરી—મોતી, રામજી દુલ્લભ, કલ્યાણ, ભગવાન (–બલા જાણે મારી કોણ કોણ હતા!–) દરજીઓને ઘરે બોલાવ્યા કરી—જુદાં જુદાં બ્લાઉઝો માટેના ડીઝાઇનો ભેજાંમાંથી ઉપજાવયા કરી, એ બહેનોએબી "અફલાતુન" ના 'મેટ–અપ' માં એક સંગીન હીસ્સો આપ્યો છે.

આ પછી મારો સદાનો વહાલો દીલસોઝ રફીક જેહાંગીર તારાપોરવાલા છે. આર્ટનાં એ સાચ્ચા આશકે જયારે જાણયું કે

મારો નાટક સ્ટેજ થવાની તઈયારીમાં છે, ત્યારે તદન એક બોલે એ બેરાદરે પોતાની હુનરમંદ ચીત્રમાળા વગર હાંસલે મારી નાટકની ચોપડી માટે તઈયાર કરી આપવા કબુલ કરયુ. આર્ટની એ સેવા, સાહીત્યનો એ શોખ, ભાઇ જેહાંગીર તારાપોરે આ મારી કમીની કલમના સંબંધમાં બીજીવાર પાર પાડયો છે. પીજામની કલમ સાથ જેહાંગીર તારાપોરનો કેમેરા સદ્દનો નીકટ જોડાણથી પારસી–ગુજરાતી સાહીત્યની નોંધપોથીમાં જોડાયેલોજ રહેશે. આ "અફલાતુન" નાટકની ચોપડીમાં જે ફાંકડી ફોટોગ્રાફીક હારમાલા બીરાજે છે, તેને હું–ખરેખર સાચ્ચું કહું છું—મારા ખેલની એક શોભા, એક મગરૂરી હું સમજું છું.

આ નાટકમાં બે સીનેમેટોગ્રાફ ફીલમો આમેજ કરવાનું નવું ડીંગલ મેં દાખલ કરયું છે. મેસરસ બોરન એન્ડ શેપરડની પ્રખ્યાત ઇંગ્રેજી ફરમે આ ફીલમો ખાસ "અફલાતુન" નાટક માટેજ લીધેલી છે. ખસુસ કરીને બીજી ફીલમ, કે જેમાં જુદદીન્યો સુધારાવાળો ચીલમચાલાફીયો તહેમુરસ દીવેચા અને તેનો જોડયો ભાઇ—દેખાવમાં બીલકુલ એકમળતો—ભણનાર, ગણનાર પરહેજગાર, ભાઆજી બોચ અલાહીબાગયો તહેમુલજી દીવેચા—એકકી વળા દેખાવ દેય છે, તે કટ—ફીલમ લઇ આપીને મેસરસ બોરન એન્ડ શેપરડે બેશક પોતાની ફોટોગ્રાફીક હુન્નરમંદીનો આપણને કાંઇક ઉંચો ખયાલ આપ્યો છે. આ રેલવે હોટેલના ડીનરની ફીલમ લેવા માટે રેલવે હોટેલના માલેક સાહેબો—રાંદેલયા બીરાદરો—નો; ખાસ કરી ભાઇ હોરમસજી રાંદેલયાનો, હું બહુજ આભારી થયો છું. ખરી ઉલટથી એઓએ કાંઇ પણ સ્વાર્થ વગર —બલકે ગાંઠના ગોપીચંદ કરીને વટીક—મેસરસ બોરન એન્ડ શેપરડના સ્ટુડીયોમાં પોતાના હોટેલનો દેખાવ રજુ કરી આપી આ ફીલમ લેવડાવવામાં મને ખરા મીત્રભાવથી મોટી મદદ કરી છે.

ઇંગ્રેજી ગીતો માટે કેટલીક ઉપયોગી સુચનાઓ અને મદદ ભાઇ ખુરશેદ ઘાંડીએ અને રૂસ્તમ ઘાંડીએ પોતાની રાબેતાની ઉલટ અને ખંતથી મને આપી છે, તે માટે આ તકે હું તેમનો

ઉપકાર માનું છું. તે ઉપરાંત બીજી ત્રીજી નાની મોટી સહાયતા મને મારા મીત્રો મેસર્સ માનેક ઘડીયાલી, અદેશર પે કગ, કેખશરૂ ડોકટર, બેહરામ વાસણ્યા વગેરે એ આ નાટકના સંબંધમાં આપી છે, જેમનો હું અત્રે સામટો ઉપકાર માનવાની મારી ફરજ સમજું છું.

સેવટે આ નાટકને અનુપમ સીનરીઓથી દીપાવનારા પે કાબેલ પેનટર ભાઈઓ મી૦ નવરોજી હો૦ જરપુ તથા મી૦ ડોસાભાઇ મા૦ ચીનાઇ એ આંખે ઉડી વલગે એવા સીનસ તઇયાર કરી આપી પોતાની પીછીને ખરેજ જેબ દીધી છે. તમે પોતેજ હવે નાટકમાં એમની લાગટ વરસ દહાડાની મહેનતનું પરીણામ જોઇ લેજો અને તમારો અભીપ્રાય બાંધજો.

ચાલો, હવે વીક્ટોર્યા ગારડનમાં ખરશેદબાઇ બહમનજી મહેતા-પારડીની ગોરાણ--ઉરફે સુરતની પ્રખ્યાત બ્યુટી, વીસ લાખની ખુબસુરત વારસ કેટી દાવર પોતાના incognito માં તમારે માટે ખોટી થાય છે, એટલે હું તમારેથી રજા ચાહીશ. એટલુંજ માગી લઉં છું કે કાંઇ ઓછું પડે—કાંઇ આછું લાગે તો વળી એકદમજ સખત થઇ મહોડું મચકાવતાં નહીં! દાર મદાર જરા મોટાં મનથી ચલાવી લેજો. સાહેબજી!

લા૦ દુવાગો સેવક.

રશીદ બીલડીંગ,
ન્યુ ચરનીરોડ,
૧૬ મી અક્ટોબર ૧૯૧૭.

ફીરોઝશાહ જેહાંગીર મરઝબાન.



# તમો સાથે કાંઈક સેહજ ઓળખ!

---

બેજનજી દાવર—(ઉમર વર્ષ ૭૩)—તીસ લાખની દોલત ધરાવતા સુરતના એક માતબર શેઠ રંડાયલા; કેટીના પીતા; અદી વજીફદારના ફુઆ—સ્વભાવના આકળા.

કેટી દાવર—(ઉમર વર્ષ ૨૨)—બેજનજીની એકપુત્રી જવાન બેટી; ખુબસુરત, બાહોશ, એકોમપ્લીશડ, ભીલનસાર પણ મક્કમ વિચારની એક અફલાતુન કુમારીકા. ખરશેદબાઇ ગોરાણીનો લેબાશ સજી પોતાના હાથના ઉમેદવારો અદી વજીફદાર તથા જાલ ઉમરીગરના ગુણદોષોની કસોટી કરનાર એક ખરા જુસ્સાવાળી નાઝનીન. જાલ ઉમરીગરની "સ્વીટી"—પાછળથી તેની મોહરદાર.

સુનામાસી—(ઉમર વર્ષ ૫૬)—કેટીનાં બુઢાંગ માસીજી; એક ભલાં, દીલસોજ બાનુ.

ડા૦ અરદેશર વજીફદાર—(ઉમર વર્ષ ૩૧)—બેજનજીનાં બેહન હુમાયજીનો એકપુત્રો દીકરો. ચઉદ વર્ષના ગાળા પછી હાંગકાંગથી મુંબાઇ પોતીકા વીધવા માતા સાથ પાછો ફરેલો; પૈસાનો પુંજારી, તીસ્મારખાં, અભીમાની એક જવાન સોહામણો તબીબ! શીરીન ગાંધીનો આશક—પાછલથી તેણીનો ખાવીંદ.

હુમાયજી વજીફદાર—(ઉમર વર્ષ ૫૩)—અદીના સાલેસ માતાજી; બેજનજીનાં વીધવા બેહન.

મેહેરનોશજી વજીફદાર—( ઉમર વર્ષ ૫૯ )—ડા૦ અદી વજીફદારનો કાકા. પોતે પુશકળ શ્રીમંત હોવા છતાં જંજાલ ભરી, ગ્રેહમત ભરી લટપટ જીંદગીમાં મજાહ મેળવતા વીચીત્ર ખ્વાસના કુમારા ડોકરા! ગાયકવાડી સુનેરી ટોળીના અફલાતુન મુખી, લકબે "માકો મદારી." પાછળથી "મુસાજી" ના છુપા અવતારમાં ગુસ્તાદ કાનફાટયા પ્લીડરનું માજનુ જોતા જાલમ "ધાંખરાજી"

જાલ ઉમરીગર—( ઉમર વર્ષ ૨૯ )—એક હેન્ડસમ, ભલા ખ્વાસનો લાયકીવાલો, લાગણીવાલો જવાન બારીસ્ટર; એદલજી ઉમરીગરનો બેટો; કૈઠી દાવરનો દીલબર—પાછલથી તેણીનો ભરથાર.

ગુસ્તાદજી કાનફાટયા—( ઉમર વર્ષ ૬૫)—ગુજરાતના ગામડાંઓમાં ધંધો ચલાવતો એક બદમાશ લુચ્ચો ડીસ્ત્રીકટ પ્લીડર. રજેરજનો એક બ્લેકગાર્ડ. મેહરનોશજી વજીફદારના વસીયતનો એકઝીકયુટર—શીરીન ગાંધીનો ત્રસ્ટી. ચાનજી કાનફાટયાનો કાકો; પાછળથી છુપાછુપ પીરોજબાઇ ગાંધી ( શીરીનના માયજી ) સાથ દાણા પાડી જઇ શીરીનપર સીતમ ગુજારનાર એક લફંગો વકીલ. કૈઠી દાવરની જાહેર ખબર પ્રમાણે તેણી સાથ હજાર રૂપીયાને પગારે "પરણી જનાર" એક "ભાડુતી ભરથાર"!!

ચાનાજી કાનફાટ્યા—( ઉમર વર્ષ ૩૫ ) ગુસ્તાદજી કાનફાટ્યાનો પોશાગીર ફોડામારટર ભત્રીજો ! માકા મદારીની સોનેરી ટોળીનો એક સભાસદ. શીરીન ગાંધીનો આશક !

શીરીન ગાંધી—( ઉમર વર્ષ ૨૦ ) પ્રથમ પોતાની વીધવા માતા પીરોજબાઇ સાથ અતીશય કંગાલ્યતમાં અહમદનગર રહેતી એક ભલી, રાંક, દીલસોજી વાળી બ્યુટીફુલ છોકરી. પાછળથી મેહરનોશજી વજીફદારની વારેસ ; ડા૦ અદી વજીફદારની દીલદાર—પાછળથી તેની ધણીયાણી.

પીરોજબાઇ ગાંધી—( ઉમર વર્ષ ૪૨ ) શીરીનની માતા ; પહેલાં રંડાપો ભોગવતી એક મુફલેસ બાઇ—પણ પાછળથી ગુસ્તાદજી પ્લીડરના તરકટમાં સામેલ થઇ, તેનીજ સાથ તદન છુપાછુપ લગન કરી બેસી, પોતાની દીકરી શીરીનને ખોટી રીતે મેહરનોશજીની દોલતની વારેસ બનાવનાર એક નબળાં મનની લગાર આપમતલબી સ્ત્રી.

તેહમુરસ્પ રૂ. ઢીવેચા—(ઉમર વર્ષ ૩૩)—એક તદન લહેરી, ચોહે ખુશાલ, હસ્મુખો, રંગીલો, રમતો પંખી. પોતે ફુલુસ માણીસ હોવા છતાં તદન સ્ટાઇલીશ ઇંગ્રેજી કપડાં સજી પોતાને મોટા સુધારાવાળામાં ખપાવવાની ફુંકરાજી મારતો સ્માર્ટ—સૅટ, અલબેલો જવાન્યો. તેહમુલજીનો જોડયો ભાઇ———. આબેહુબ ચેહરામાં તેહમુલજીને મળતો આવતો. બીલકુલ આગળ વધેલા વીચારો ધરાવનારો એક “ રીફારમર.” નાજાંનો ખાવીંદ.

**નાજાં દીવેચા**—( ઉમર વર્ષ ૨૭ )—તેહમુરસની ધણી-યાણી; એક સમજુ અને સારાં સલુકવાળી જવાન બાનુ. પોતાના પતીને આંકોશમાં રાખી જાણતી એક ઠાવકી દેખાવલી અબલા.

**તેહમુલજી રૂ. દીવેચા**—( ઉમર વર્ષ ૩૩ ) તેહમુરસનો જોડીયો ભાઈ—તદન તેહમુરસને દેખાવમાં મળતો આવતો એક ઓલ્યા ગપાટ "અલાહીબાહ્યો"! પોતે ચાર પાંચ લાખનો ધણી હોવા છતાં સાદાં માદાં કપડાં સજીને ભણવા ગણવા-માંજ મોજ માનનારો એક દીનચુસ્ત ઓરથોડોક્ષ જરથોસ્તી; ઠીઓસોફીમાં લીન બની 'અકલટીઝમ' ના વેહ-જાંમાં પડેલો એક ભોલો, પણ ભલો, નીરદોશ ભાઆજી બોચ! ફ્રેનીનો પતી. બેનકોકથી ઘણે વર્ષે એકાએક કોઈને જણાવ્યા વગર મુંબાઈ આવેલો!

**ફ્રેની દીવેચા**—( ઉમર વર્ષ ૨૬ ) તેમુલજીની ધણી-યાણી; એક ઘટમદાર ગોરી જવાન બાનૂ. લગાર ફેશનેબલ અને સુધરેલા વીચારો ધરાવતી એક સ્ત્રી.

**આલીફુઇ**—( ઉમર વર્ષ ૬૬ )—તેમુલજી તથા તેહમુરસના બુઝોર્ગ ફુઇજી. બહુ જુના વીચારવાળાં ધર્મચુસ્ત બાઈ. ચીચોડાંવાળાં. રંડાયલાં-છોકરાં છૈયાં વગરનાં.

**બાપુજી તચકેરા**—( ઉમર વર્ષ ૫૮ )—નાજાં દીવેચાનાં પીતા. તેહમુરસના સસરા.

**સંચેરજી સગોલ**—( ઉમર વર્ષ ૫૨ )—એક ગરમ મીઝાઝના લગાર આકળા જરથોસ્તી.

કુંવરજી કોપરખાસ—(ઉમર વર્ષ ૪૮)—ફ્રેનીના કાકા. "મેડનેસ" નાં દર્દનો ઉંડાણથી અભ્યાસ કરવાનો ધખારો લઇ બેઠેલા એક વીચીત્ર પારસી.

રતનજી—(ઉમર વર્ષ ૫૬)—બેજનજી દાવરના પુરાણા અને અતી વીસ્વાશુ વફાદાર અંગત પારસી કારભારી. પોતાના શેઠ ઉપર ફીદાગીરી બતાવતો મદદનીશ.

અબદુલ—(ઉમર વર્ષ ૨૩)—જેઓ ઉમરીગરની બચગીથી સાથે રહેલો અને પોતાના જવાન શેઠ ઉપર જાન કુરબાન કરતો એક અતી નીમકહલાલ, ચંચલ મુસલમાન નોકર.

તેહમીના—જાલની બેહન.

પેસી—નાજાંનો ભાઇ.

હોમી દાવર—તેહમુરસનો મીત્ર.

અમીના—કેટીની મુસલમાની આયા.

ગંગા—નાજાંની કોલણ આયા.

બીંદા—ગુસ્તાદજીનો નોકર.

ડા૦ મેકોનકી—એક કનસલટીંગ ફીઝીશીયન.

ડીટેકટીવ પટવરધન, પોલીસ ઇનસ્પેકટર, પોલીસ સીપાઇ દાદા ઝટકી અને લક્ષીયો—ગુસ્તાદજી તથા ચાનના મળતીઆઓ.

રામો, માલી, બટલર, વગેરે.

શ્રી પાક દાદાર અહુરમઝદની મદદ હોજો.

# અફલાતુન.

## એકટ ૧ લો.

### સીન ૧ લો.

[ દેખાવ=વીકટોરીયા ગાર્ડન્સનો એક ભાગ. ઇંગ્રેજી સીંગ બેંન્ડ એક વોલ્ઝ વજાડે છે. ]

[ ખરસેદબાઇ હસ્તી હસ્તી આવે છે અને પોતાનો સાદો માદો લેબાશ જોઇ ખુબ હસે એ. ]

ખોરશેદ—(સ્વગત) મારો આય અવતાર જોઇને મને પોતાને સું વું હસ્તુ આવેછ ! ( હસેછે ) હું કેવી સોબઇ ગોટો લાગુંછ—અં ? ( હસેછે ). ગેઇ કાલ સાંજે સુરતથી અમે લોક આવીને કોલાબાનાં સ્ટેશનપર ઉતરયાં કે આપરે તો વેટીંગ રૂમમાં ભરઇને કપરાં બદલી નાખ્યાં ને કેટી મડમ પરથી ખરેસેદબાઇ ગોરાણી બની ગીયાં ( હસેછે ) ને પછી આય સુનામાસીની સુરીયાની સારી અને બદીયતમાંજ પાંડેની

સેનીટેરયમમાં ગીયાં! (હસેછે). આય મારા ઓલ્યાં ગપાટ અવતારમાં મને જો પપા જોય બોય તો— ડીયર મી! Wouldn't he get awfully wild! હી હી હી! (ખુબ હસેછે).

[સુનામાસી અમીના આવે છે અને કમ્મરે હાથ દઈ દુરથી ખોરશેદ ગમ વસણાયલું ડાચું કરી જોયા કરેછે.]

સુનામાસી! વરી તમે એવું બરીચું ઘુમ્મરાયલું ડાચું કીધું! (હસેછે)

**સુનામાસી**—(કપાલે હાથ લગાડીને ફફડેછે) મર—મર—રાન મેટ! તારી સુજે હુંબી સુધ વરસ વેચુંછ. તું શું ઉંડાં પાણીમાં ફરેછ તે મને કંઈ સમજ પરતું નથી, દુકતી (કેટી હસેછે) ચાલ! વરી એમ નફટ થઈને હસ ના.

**ખોરશેદ**—નહીં, નહીં, ચાલો હવે હસશ નહીં! પણ શું કરૂં? બરીયો મારો હસવાનો સ્વભાવ છે તે મુકું રેહેવાતુંજ નથી! આય તમારૂં બદીયન મને કેવું 'ફીટ' આવેછ—અં! ને આય છોરીયોં જેવી તમારી સપાટ—! (ખુબ હસેછે).

**સુનામાસી**—રોક જાણરે! હું ઘરડી ડોહીને તું એમ અહીં ઘેલાં કહરાવવા માગશ એવું જો જાણતે તો હું તારી સાથ સુંબઈ ઘસરઇ આવતેજ નહીં.

**ખોરશેદ**—(પટાવીને) યુ ડીયર ઓલ્ડ સુનામાસી! મારી મરજી પ્રમાણે કરવા દેવાને તમે મને વચન આપ્યુંછ. હવે છેલ્લી ઘરીએ એમ પાછાં ફરી જવા માગશો તો—તો—આય જોઇ! (ખોરશેદ સુનામાસીના ડાબા હાથપર જોરથી એક ઝીણી ચમટી તોડે છે).

સુનામાસી—આ તું હરવાઇ જાયરે! બધું બોહુંબી કાહરીયું! બલા જાણેરે મારી! હું કાંહ એ તારી આપદામાં ફસી! અરે પણ કંઇ કામ બગરીયું તો, ડુકતી,—ભઇજી આપરી ઉપર કેવો દહવારો પારશે તેનો તો વીચાર રાખ!

ખોરશેદ—કંઇ કામ બગરતું નથી ને કોઇ દહવારો પારવાનું નથી. બસ હું તેની જોખમદાર છેઉં. માસી, પેલાં મારાં ફુઇ હમાયજી ને તેવણનો દીકરો અર્દેશરબી હમણાં થોડોજ વખત થયો આપરે ઉતરયાંછ તાંહ પાંડેની સેનીટેરીયમમાંજ છે. માય દીકરા ઘણે વરસે હાંગકાંગથી અહીં પાછાં ફરીયાંછ એટલે તે લોક આપુને કાંહુથી ઓરખવાનાં ઉતાં, કેહોની?

સુનામાસી—અરે પણ ઘેલી, ભઇજીએ તો સુરતથી એ લોકને લખ્યું હોશે કેની કે તું ને હું પાંડેલની સેનીટેરીયમમાંજ—

ખોરશેદ—નહી નથી લખ્યું. બાવાજીને હું સમ સોગન આપી આવીછ કે એ લોકની ઉપર આપરે વાસ્તે કંઇજ લખે નહી.

સુનામાસી—મુવાં કોટક! એવો બરીયો છાનપુતલાંનો નાચ નાચવાની જરૂરજ શું છે—પણ તે?

ખોરશેદ—(સુના માસીની ગરદન આસપાસ બે હાથો વીંટાળી ચાંપીને કોટી કરે છે.) માસી, બાવાજી જારે બે ચાર દાહરા રેહીને મુંબઇ આવશે તારે જરા કુહરીને રહેશે—પણ આય સુન્ના જેવી તક મલીછ તેટલાં મારે બધો રાહધાટ જોઇ લેવોછ. જો માસી બરાબર યાદ રાખજો હું—ને જોરે અમીના પાછું કેહુંછ—હુસ્યારી રાખજે. કંઈ ભાંગરો વાટયોછ તો તું જાણે? મારું નામ-છે-તે-ખરસેદબાઇ; હું પારડીના ખેતીદાર બમનજી મેહતાની દીકરી, તમે મ્હારાં માસી સુનામાય-કેમ ધ્યાનમાં ઉતરીયું?

સુનામાસી—અરે હારે હા-બેજુ ખાઇ ગેઇ! ફોર સાધુ ને તારે ગમે તેમ ડોહરાં ડોહવ્યા કર. મને શું?

ખોરશેદ—માસી ડીયર, હુમાયજી પુઇ તો બીચારાં મજાનાં છે—પણ એવણના પેલા જીભરૂં દીકરાજી અરદેસર તો નાકપર માખ નહી બેસવા દેતા જો! મારા આય ખરસેદબઇ મેહતાના એબદસા જેવા ગામરયણ સકાર જોઇને રૂરા ડાકટરજીનું ડોહકું આજે સહવારે કેવું ચહરી ગયલું-અં (ધુમ હસે છે)—ઓ લઓ સામબેથી હુમાયજીજ આવેછ.

[હુમાયજી આવે છે]

આવો હુમાયજી, તમેબી આજે અહીં ફરવા આયાંછ કે?

હુમાયજી—હા માય સાહેબજી—હું ને મારો અદી કરી જરા ગ્રામમાં નીકરી પરીયાં. કેમ સુનાબાઇ કેમ છેઓ? ઠાક ઉતરી કે?

ખોરશેદ—નહીરે જી, ઠાક શાની એવણને લાગતી'તી? અમે ગામરેનાં ખેતરોમાં આખો દાહરો મેહનત કરીયે એટલે અમારાં હાર તો ખરતલ થઇ રહેલાં. મકું હુમાયજી, તમે હવે અહીં મુંબઇમાંજ જાથુકનાં રેહશો કે માય?

હુમાયજી—હાજી, મારો અદી હવે અહીં નહીં તો સુરતમાં પ્રેકટીસ ચલાવવા માગેછ.

ખોરશેદ—એમ કે? તારે એવણનાં બૈરી છોકરાં તો હાંગકાંગમાંજ રહેલાં હોશે, તે લોકને—

હુમાયજી—બૈરી છોકરાં? મારો અદી તો હજુ પણવા અદરાવાનો છે, ખરશેદબઇ. એનું તો ઘણું કરીને એના મામાની છોકરી સાથે થશે.

ખોરશેદ—મામાની છોકરી? અં, તમારા ભાઇ તારે—છે તે હાંગકાંગમાં હમણા—

હુમાયજી—નહી માય–મારા ભાઈ બેજનજી દાવર તો સુરતમાં આજે વરસો થયાં રહેછ. તાંહના મોટા લક્ષાપતી શેઠયા છે ને મોટા મેહેલ જેવા બંગલામાં રહેછ. તેવણુને પેટે એકપુરી દીકરી છે તેની સાથ મારા અદીનું કરવાની એવણે મરજી દેખારીછ.

ખોરશેદ—ચાલો સુગરાના! તમારા દીકરા નસીબવાલા છે. મકું તે છોકરી મજેની ખુબસુરત હોશે?

હુમાયજી—પાક, અમે સત્તર વરસે હાંગકાંગથી અસ્તો ગીયે અઠવાડયેજ આયાં. એટલાં વરસ મેં મારા ભઇ બેજનજીનું ને મારી ભતરીજી કેટીનું મોહનુંબી કાંહ જોયુંછ? અદીએબી તે લોકને જનમમાં નથી જોયાં.

ખોરશેદ—પણુ કેટીનો કંઈ ફોટોગ્રાફ તો તમે મંગાવ્યો હોશેની?

હુમાયજી—નહીં માય–ભઇએ લખ્યુંછ કે જે વખત જાયછ તેમાં બેઉ જણાં અહીંજ આવવાનાં છે ને––ને પછી શું વરી? સીધીભઇ ચાન દેખો તો—

ખોરશેદ—આપસે નજર આવેગા?–હી હી હી! (હસેછે)

ચાલોની, જરા ફરયે. મરે વીકટોરીયા ગારડન કેટલો મોટો છે––જરા મને બધાં જનાવરો દેખારજો,—અં.

[બધાં જાયછે.—બીજી મેરથી જાલ આવે છે.]

જાલ—(સ્વગત) વેલાતથી બારીસ્ટર થઈ આયા ને વરસ ઉપર થઇ ગીયું તોબી આજ ને કાલ તો ચોખ્ખા બાવાજીને માથે પડેલા છીયે.! ડુવા માગ, બચ્ચા જાલ, કે ડોસાજી પાસે દાહરીયાંછે નહીં તો બેડમ પાઇલના આય કોલરોને ઠેકાણું ચીપજેકને તાંહના રૂપ્યે દજનવાળા સેકંડ હેંડ કોલરોનાખી વાંધા પરતે? (પાછી લટાર મારે છે).

[ઝાડની પેલી ગમથી કોઇનો સાદ સાંભલી જાલ ચોકે છે.]

**ખોરશેદ**—(અંદરથી) ઓ માયરે! આએ શુ! મરેર, હવે કમ કરૂં? સુનામાસી!—હમાબાઇ! કાંઇ જતાં રેહીયાં?

**જાલ**—(કાન ઉંચા કરીને) કોઇ બાઇનો અવાજ છે.

[ખોરશેદ તથા અમીના દાખલ થાય છે—ખોરશેદની સારીની કક્ષીમાં એક કાંટાવાલી ઝાડી વીટળાઇ ગઇ છે.]

**ખોરશેદ**—હી હી હી રોગ જાનેરે? અથે સા ફેરસ્તા? હરવઇ જાય તું અમીના, એમ સુઇ હેંસે જેવી કોઠું શુ જોયા કરેછ? કાહરની, આએ સુવા કાંટા બધા મારી સારીમાં વીટરઇ ગુટરઇ ગીયાછની? ઇહીહીહી (હસે છે.)

[ખોરશેદ વાંકી વળી ઝાડી કાહડવાની તજવીજ કરે છે. જાલ ધારી ધારીને તેણીને જોયા કરે છે.]

**ખોરશેદ**—અમીના, તું તો રાન છેકજ ઘેલું ગધેરૂં છે જો! ખીસ! સુઇ તું કાહરતી! મરે, કાંહતી કાંહ હું પછવારે રેહી ગઇ! કોઇ આગળ પાછળખી—ઓ!

[ખોરશેદની નજર જાલ પર પડે છે—તેણી હસી પડે છે.]

**ખોરશેદ**—હી હી હી! જી, તાહરના મારો રકાસ જોવા ઉભાછ કે? (હસે છે.) મરેરે, મટની કાની હુંખી પક્ષીઓ જોવા પરી તેથી મારી સાથવાળાંઓ આગળ ચાલી ગીયાં.

**જાલ**—(વાંકો વલી તે કાંટાની ડાંખલી જોયછે) શું એ નહીંજ નીકળતું કેજી?

**ખોરશેદ**—નહીં, રસ્તાની વચ્ચો વચ્ચ એ પરેલું હતું તે મેં જોયું નહીં જોવની, કેવું બધું વીટરઇ ગીયુંછ તે?

[ખોરશેદ સારીનો છેડો જાલ ગમ ધરે છે—જાલ ગુઠણપર બેસી જઇ તે ઝાડી છુટી પાડે છે—ખોરશેદ વાંકી વલી તેને તેમ કરવા દઇ તેના મ્હોં ગમ જોયા કરે છે.]

જાલ—(ઉભો થતાં હસીને) લેવો, તમારાં બદીખાનામાંથી તમે છુટાં! પગમાં કાંટો બાંટો તો ભોકાયો નથીની?

ખોરશેદ—અરે નહીં રે, કાંટા કંઇ નથી ભોકાયા. પણ તમુને ઘણી મેહેનત પડી—માફ કરજોજી. (ડોકું ધુણાવી મીઠાસથી હસેછે.)

જાલ—તમારી સાથવાળાંઓ કાંહ ગીયાં? તમુને વીસરી જઇને ઘેર ચાલીબાલી ગીયાં કે શું?

ખોરશેદ—નહીરે—હું ને મારાં માસી સુનામાય છેની તેવણુ પાંડેની સેનીટેરીયમમાં ઉતરેલાં હેઇયે. તાંહ ડા૦ અરદેશર વજીફદાર ને તેવણુનાં માય હમાબઇબી રહેલાં છે. તે લોક સાથ આજે જરા અહીં ફરતાંતાં—

જાલ—ઓહ અદી? એ તો મારો ફ્રેન્ડ થાયને ફુરનો સગોબી છે. હાંગકાંગથી આયા પછી અમે એલફીનસ્ટન ક્રીકેટ કલબમાં દરરોજ મલ્યેછ. પણ એક્ષકયુઝ મી—છે તે-તમે-તમારૂં નામ શુંજી?

ખોરશેદ—જી હું પારડીના બમનજી મેહેતાની છોકરી. મારૂં નામ ખરશેદબાઇ છે. પણ જી, તમે કોણ?

જાલ—(બાજુએ) વોટ એ કેપીટલ ગર્લ!!

(ખોરશેદને મોટેથી)—મારૂં નામ જાલ—જાલભાઇ એદલજી ઉમરીગર.

ખોરશેદ—(બાજુએ) કેવો મજાનો લાયકીવાલો યંગ મેન છે—અં!

જાલ—(બાજુએ)-માઇ વર્ડ! આવી સ્વીટ છોકરી મેં કભ્ભી અગઉ નથી જોઇ. (મોટેથી) ઓ લઓ! સામયેથી તે લોકોજ આવેછ. મીસ મેહતા, આય શું તમારાં ફ્રેન્ડો આયાં!

[અદી, હમાયજી, સુનામાસી દાખલ થાય છે.]

જાલ—સાહેબજી, અદી, સાહેબજી હુમાયજી.

[અદી ભપકાગાં ડોકું નમાવી સાહેબજી કરે છે.]

અદી—અલ્લો જાલ! યુ હીઅર? આય અમારાં બીચારાં ખરશેદબાઇને કાંહથી પકડીયાં? આય એવણનાં સોભાઇતાં સુનામાસી જોયાં? સુનામાસી, આય મારો દોસ્તદાર જાલ ઉમરીગર. એવણ બેરીસ્ટર છે, પણ હજુર લુખ્ખા છે. કોઇ બીચારાને કેસજ નથી સોંપતું.

ખોરશેદ—(મોટે સાદે ખડખડ હસી પડી) તારે તમે વરી ઘણા બાકી મસાલેદાર છેઓ. તમુને કેટલા કેસ મલીયાછ જે!

અદી—(ખબરીને) આમરેના બૈરાંઓને જો વાઉની કાની મરાવા મુકયાં હોય કેની—તો ઘાન ખાવા નહી માગે! જાલ, બીચારાં ખરશેદબાઇ છે તો ઓલ્યા ગપાટ જો, પણ પોતાને ઘણાં હુશીયાર સમજેછ. પણ તુંને કેમ એવણ મલી ગીયાં?

ખોરશેદ—મુઇ આય કાંટાની ઝાંરી સારીમાં વીટરઇ ગેઇ તે એવણ બીચારાએ આવીને કાહરી.

અદી—(તીરસ્કારથી હસીને) એમ તે કેમ આંધરાં ભીતની કાની તમે ચાલ્યાં, કે કાંટાની દાંખરીબી તમુને નહી દેખાઇ?

હુમાયજી—ઓવાય, અદી! તું બી શું જો!

ખોરશેદ—(ખુશ મીજાસથી) બા, આજ ને કાલ તો આપરે બધાંજ જણાં આંધરાં ભીત છઇયે કેની? જોવની, ડાક્ટર, તમારા આય આઇગ્લાસ છતાં તમે પોતેબી હમણા કેવા આંધરા ભીત છેઓ તે તમુને કાંઇ ખબર છે?



કેટી બેજનજી દાવર.

ફોટો લેનાર મી० જહાંગીર તારાપોર, બી.એ.



જાલ ઉમરીગર.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી.એ.

અદી—(ફફડીને) લે ચાલો માયજી, આવાં ગામરયાં ગમાર છડીયટો સાથે તકરાર કરયા કરશું તો આપરૂંબી ભિજું પોચું પડશે.

હુમાયજી—ચાલો, ખરેખર હવે જતે. સુનામાય, ખરશેદબાઇ, અમે જઇયેછ, હં—સાહેબજી!

ખોરશેદ—સાહેબજી, હુમાયજી. (હુમાયજીને સેકહેન્ડ કરે છે.)

અદી—(મોટેથી હસીને) વાહ આય તો નવુ કૌતક! ગામરેની ખરસેદબાઇને સેકહેન્ડ સઉ કરતાં આવરેછ. અવાસ બરી ગીયા ને કોયલા રેહી ગીયા! હે-હે-હે!

(હુમાયજી અંદી જાય છે.)

ખોરશેદ—મી૦ જાલભઇ, તમારા દોસ્તદારને કેની તે અમારા જેવાં ભાચાજી ખોચોને નામની ઘણીજ સુગ છે. (હસે છે) તમુને આજે મારે લીધે ઘણી તસ્દી પડી, અં—માફ કરજોજી.

જાલ—અરે એમા તસ્દી શાની? તમારી સાથ આજે એમ નવઇ જેવી રીતે ઓરખાણ પરીછ તેથી હું ઘણોજ ઘણોજ ખુશી છેઉં, મીસ મહેતા (સુનામાયને) ચાલોજી, હું રજા લેઉંછ.

ખોરશેદ—(તેને સેકહેન્ડ કરતાં) આવજો અં, બા. સાહેબજી.

સુનામાસી—હા ભઇ, આવજો, સાહેબજી.

જાલ—(જતાં જતાં બાજુએ) પોન માઇ વર્ડ! She is an absolutely charming girl! એની આંખમાંજ બધી કરામત છે! હું ઇચ્છુંછ કે એને કોઇ વખત હું પાછો મલી શકું. (જાયછે.)

ખોરશેદ—(હસીને) કેમ, માસી ડીયર, આજે રંગ જોયો?

સુનામાસી—જા-જા! દાહડાબરી! આજે સાંજથી હું બધું રોખરૂં જોવુંછ. તાહારની મારા પેટમાં ફાર પરીછ કે ભઇજી કેવા ડહવારો પારસે.

ખોરશેદ—વરી ભઇજીને વચ્ચમાં લાયાં કે? તેવણ શું કરશે? મને ઉંચકીને કુવામાં નાખી દેશે? ખલા લેતી!

સુનામાસી—જો મરી જાઉં, કેટી, હજુરખી સમજ, તારે લીધે મને કેવું સાંભરવું પરશે. ઓ ખોદાય, મારાં તો હારેહાર ધ્રુજેછ.

(ખોરશેદ સુનામાસીનાં ખભાંપર હાથ મેલી કાનમાં કહે છે.)

ખોરશેદ—ગઇ કાલ સાંજથીજ ડા૦ અરદેશર આપરાં જેવાં ગરીબ ગામરીયાંઓ સાથ જે રીતે વરતેછ તેથી તમારાં હારેહાર નહીં ધ્રુજતાં કે?

સુનામાસી—અરે પણ એ જાણતો નથી તેથી—

ખોરશેદ—હા–હા–જાણતો નથી તેથીજ! જાલ ઉમરીગરખી જાણતો નથી તેથીજ તે આજે એક સાચ્ચા ગ્રહસ્થની માફક મારી સાથ વરત્યો! ચાલો, હવે મુંગા મુંગા ઘેર ચાલો. મને વધારે તમારી ટકટક નથી જોઇતી.

(ખોરશેદ, સુનામાસી, અમીના ત્રણડે જણાં જાય છે.)

## સીન ૨ જો.


[દેખાવ—મેહરનોશજી વજીફદારના મકાન ગુલાબવાડીના કમપાઉન્ડનો એક ભાગ—એક બાજુએ લાકડાંનો રસટીક બાન્ટ છે.]

[મેહરનોશજી વજીફદાર સદરા બદીયાન પર બગીચામાં ફરતા ફરતા ગાય છે.]

**મેહેરનોસ**—કરણીજ તેવી ભરણી અંતે તો પામો!
અંતે તો પામો, યારો, કરો જેવાં કામો!—કરણીજ.
બુરી કરણી કરવાવાલાં—પાપી નીષ્ટાનાં રીઝાલાં
અફલાએ ડાલાં; અંતે મૂખ્ખ કાલાં; બુરા અંજામો!
—કરણીજ.

ભુંડું કરી ભલુંજ માંગે—હાથે કીધું, હૈયેજ વાગે;
માગે તેવું પામે! વાવે તેવું આવે!—ભલાં બુરાં કામો!
—કરણીજ.

લોક મને ધસેલો કહેછ! પણ લોકને થોડોજ ખ્યાલ છે કે આય ગંધાર જેવી ગુલાબ વાડીમાં ગોંધપ્પ રહેતો પૈસેપુર ડોકરો મેહેરનોશ વજીફદાર બંદો કચ્ચકંઇનાં માથાં ધસાવી મુકનારો ગાયક્વાડી સોનેરી ટોલીનો અફલાતુન મુખ્ખી માકો મદારી પોતે છે! મનેબી શું પછાડા લાગાછ કોણ જાણે! એકલો અટુલો માંદા મરઘાંની માફક અહીં ઝુરીયા કરતાં હવે તો કંઠે પ્રાણ આયોછ! કંઇ લુંટફાંસ, મારફાડ, કીના કપટ, દગલબાજી સાથ દાવપેચો અજમાવવા પાછો જીવ વખ વખ થાયછ. કંઇ નવો રંગ જમાવવો જોઇયે. અહો! એ કોણ આવેછ? મને લાગેછ કે પેલો મારો ભત્રીજો કોઇ હાંગકાંગથી આવી મુવોછ તે હોશે. ખબર કાહડતાં મેં જાણ્યુંછ કે એવણ મુરખ્ખી નાક પર લીંબુંબી ઠરવા દેતા નથી!

ચાલો—જાહરે આવી તક મલીછ તો જરા ભત્રીજાજી નો તો રંગ તપાસ્યે !

[ મેહેરનોશજી બાજુએ ભરાઇ જાય છે. ડા૦ અરદેશર વજીફદાર ઇંગલીશ ડ્રેસમાં દાખલ થાય છે. ]

અદી—(અહીંથી તહીં લટાર મારતાં, સ્વગત)—એબી એક કરમની કાહનીજ તો—કે હું મારા પોતાના સગા કાકાને ઓરખતો નથી ! ને તેવણુનેબ નજરે જોયાબી નથી ! (હસે છે.) મારા મેહરનોશજી કાકા અહીં રહેછ. આય એવણની ગુલાબવારી ! જગા તો ફાંકરી છે. જોઇયે હવે અંકલજી થતા ધાંખરાજીબી એવાજ ફાંકરા છે કે નહી. લોક તો કહેછ કે ડોકરો ચાકલેટ સુવોછ. છેલ્લાં સત્તર વરસ થયાં હું—એવણના બેહસ્તી ભઇનો એકપુરો દીકરો—હાંગકાંગ પરેલો હતો, તેટલાં આ હેતવંતા કાકાએ મને કેટલાં કાગજો લખ્યાં ? બે ! અને તેબી ચાર ચાર લીટીના. (ફફડે છે) પણ શું કરયે ? ગરજ મોરી બાપડી ! મને પક્કી ખબર મલીછ કે ડોહાજી પાસે નાખી દેતાં પાંચ સાતેક લાકરીનો જીવ છે ને બૈરી છોકરાં કોઇ નથી. વેલ્‌ ઓલ્‌ રાઇટ, દેખા જાયગા ! (હસેછ). બચ્ચા અદી, તુંબી નસીબ પુંજીને આયોછ—અં ? એક ગમથી આય બખડીવખડી ગયલા ઘરડા કાકાનો આઇતો હલ્લો ને બીજી ગેરથી સુરતનો કોઇ મારો ગબ્બર મામો બેજનજી દાવર કરીને સુવેલો છે તેનો જમઇ થવાનો ! ( હસે છે). પણ કાંહ છે?—કોઇ કારં ચલ્લયુંબી આહીં કે તહીં દીસતું નથી. કનફાઉન્ડ ધીઝ ઓલ્ડ ફોગીઝ ! અંદર જઇને ખબર કાહડવીજ પડશે.

[ અદી ધસારા સમેત અંદર જવા, માંડે છે તેટલાં મેહરનોશજી વજીફદાર, જેવણ મેલા સદરા લેંઆ

તથા અલેચાની ટોપીમાં ઉઘાડે
પગે આવે છે, તેવણ સાથ ધરરર
કરતો અફલાઇ જાય છે. અદી
ભોંયપર પડી જાય છે. આઇગ્લાસ
ઉડી જાય છે. ટોપી ખાઓચ્યાંમાં
ખરડાઇ જાય છે.]

અદી—(ખુબ ખીજાઇને ઉઠી ઉભો થતાં) યુ ગધ્ધા? આંધરા ભીતની કાની ચાલી મરેછ? સામખે જોઇને ચાલતાં ડોરા ફુટી ગીયાતા કે?—તું કોણ છે?

મેહરનોશજી—(ડાચું ફસકાવીને) માણુહ છેઉં—હઉવે.

અદી—માણુસ કરતાં કોઇ ચીમપાન વાંદરો વધારે લાગેછ. (મેહરનોશજી હસે છે.) અરે, એમ હસયા શાનો કરી મરેછ?

[અદી મેહરનોશજીને એક કકડાવીને
મુક્કી મારી જમીનપર તોડી પાડે
છે અને પછી ઉપરથી બે ચાર
લાત લગાવી પોતાની લાકડી વડે
ફટાફટ ફટકા લગાવે છે.]

અદી—(ઉસ્કેરાઇને) હરામખોર! બદમાશ! તું એક કંગાલ કમીનો બખરચી મારી સામખે આટલી બજાજી કરવાની શેખી કરેછ? તારૂં માથું ભાંજી નાખશ—તું મને ઓરખતો નથી.

[મેહરનોશજી વળી ઠંડે કલેજે હસે
છે અને પછી આસ્તેથી ઉઠીને
ઉભો થાય છે.]

મેહરનોશજી—હા એબ, તમે કોણને પુછો?

અદી—કારા ચોરને! તું કોણ છે?

મેહરનોશજી—ઈકાં રહેતો છું. વાડીનું મનીખ થાઉં, હાકીમ.

અદી—હેંગ ધીઝ હાંડા માસ્તરઝ! કાકાનેબી બીજાં ધુવડો મલતાંજ નથી કે તારા જેવા અગલી બ્રુટોને અહીં લાવી વસાવીયાછ? બાગમાં પક્ષીઓને બીધરાવી ઉરાડવા વાસ્તે 'સ્કેરક્રો' તરીકે તુંને ઉભો રાખતા હોશે? ચાલ નીકલ મારી આગળથી, યુ સ્ટુપીડ એસ! જઈને અંદર મી૦ મેહરનોશજીને કેહ કે હું આયોછ—હું તેવણનો ભત્રીજો થાઉં—હું ડાકટર અરદેશર વજીફદાર.

[મેહરનોશજી આસ્તેથી બાજટપર ગોઠવાઈ બેસે છે.]

મેહરનોશજી—(શુદ્ધ પારસી ઉચ્ચારે) બહુ સારૂં. શું હોકમ છેજી ફરમાવો, ભત્રીજા સાહેબ!

અદી—(ફગલાઈને) હેં? તમે-તમે-કોણ? (બાજુએ) અરરરર મોહરમોકાણ!

મેહરનોશજી—હું તમારો કાકો મેહરનોશજી વજીફદાર ખુદ બ ખુદ પોતે! બોલો ડાકટર, તમુને મારૂં શું કામ પડયુંછ?

અદી—હું-મને-મકુજે-તમે મારા કાકા! મને માફ કરજોજી. મેં તમુને ઓળખ્યા નહી. આય કપરાંમાં—

મેહરનોશજી—કંઇ નહી બા, કંઇ નહી. એવા તો મેં મારી જીંદગીમાં કંઇ સેંકડો વખત માર ખાધેલા. બીસ જમતાં જમતાં જનમ ગીયો ને દીલમાં બધે ગોબાપી પરીયાછ.

અદી—મારી ભુલ થઇ, સાહેબ—

મેહરનોશજી—અરે ભુલ શાની બા? એક ગરીબ માણુસને તમે લાત મુકી મારીને ગાળ દેઓછ ને પૈસાવાળા કાકાને સાહેબ સાહેબ કરોછ તે આપરે જાણી લીધુંછ. બીજું વધારે એમ જાણયુંછ કે ભોંયપર પડેલા એક ગરીબ બુધા માણુસ ઉપર ફરાફર લાકડી ઉગામતાં તમુને સારી આવરેછ. બીજું કંઇ કહોછ, ડાકટર સાહેબ?

અદી—(બાજુએ) તોબાહ! મેં શું આય છબરડો કીધો! (મોટેથી) સાહેબ, ગીયે અઠવાડયેજ હું ને માયજી કરી હાંગકાંગથી આયાં. આટલા દાહરા તમારી આગળ અવાયું નહી તેથી દલગીર છેઉં.

મેહરનોશજી—તમે મોટા ડાકટર પરીયા એટલે તેરાંની વાટ જોતાંતા! ને તેરૂં નહી આયું તાહરે જપ્પ મારીને આયા—કેમજે તમે જાણતાંતા કે કાકા પાસે ચીચોરા છે.

અદી—નહીજી હું તો આજે તમુનેજ મળવા આયોછ. ઘણે વરસે તમુને મલ્યો, સાહેબ—

મેહરનોશજી—એ બધી લભ્ભાસ જવા દેવો. તમે તમારા ગબ્બર કાકાની દોલતના સુંધારા લેવા આયાછ તે હું બરોબર સમજુછ.

અદી—(ચીરડાઈને) શેઠ, તમારા પૈસાની વાત લાવ્યા કરી તમે મને અપમાન કરોછ. તમે પૈસા—પૈસા શું બોલ્યા કરોછ? તમારા પૈસા વગર હું કાંઇ બેસી રહેવાનો નથી, સમજીઆ?

મેહરનોશજી—કેમ બા, પાછો ભેજાંમાં પવન ભરાયો કે? પાછી મારી ઉપર હાથ ચાલાકી કરવાનો વીચાર હોય તો જરા આગાઉથી હવે તો કહેજો, અં કે!

અદી—મેહરનોશજી કાકા, જરા મારૂં સાંભળો. તમે મને ગેરઇનસાફ કરોછ. તમે મને અઠરી પરીયા તારે હું કાંહ જાણુતોતો કે તમે મારા કાકા છેઓ?

મેહરનોશજી—નહીરે, તમે તો ફકત એમજ જાણતાતા કે હું એક હરામખોર બદમાશ ને—છે—તે—હાંડામાસ્તર—બબરચી—ને—ચીમપાન વાંદરો—ને—ઘરડું ઘુવડ—ને—ભુટ છેઉં! પણ હવે બધી પંચાત છોરો ને તમે કહેવા શું માગોછ તે બોલી દેઓ, અરદેશર બા!

૨૧ વરસની થાય તાંહ સુધી તું તેનો ગારડીયન થાય ને ઉમરે પુગતાં તેને તું આછ લાયક ઠેકાણે પરણાવી આપે ને બધો વારસો તેને સપુરદ કરે. તેટલાં તુંને તારી મેહેનતના બદલામાં મહીને દાહાડે રૂપીઆ ૨૦૦ મળતા જાય.

[ ગુસ્તાદજી ચપચપ બધી નોટો ઉતારી લીયે છે. ]

ગુસ્તાદજી—મકું જે મેહલ્લા, આય શીરીનની ઉમર હમણા શું હોશે ?

[ મેહેરનોશજી એકદમ મોટેથી હસી પડે છે. ]

મેહરનોશજી—ઓ તારૂં સત્યાનાશ થાય! એકાએક તાંહ કાંહ લાધી ગીયો!

ગુસ્તાદજી—એટલે ? તારૂં માથું ખીસેલું લાગેછ! મેહરનોશ, તું કહેવા શું માગેછ? કંઈ બનવા જોગ વાતબી કરશે કેની ?

મેહરનોશજી—અરે તારા જેવા ચશમચોરની આગળ બધું બનવા જોગ થઈ જાય. શીરીન હમણા ઓગણીસ કે વીસ વરસનું ખીલતું ગોલાબ હોશે. તારા જેવા મંકડી બુઢાપર તો તે થુકે પી નહી પણ તોખી વીલમાં એક કલમ ચપ દેતી કે ઉમેરી દે, કલેજા કે શીરીન ગાંધી જો ગુસ્તાદજી કાનફાલા સાથ પરણે તો મારા વારસામાંથી તદન રદબાતલ બની જાય ને બધી મારી દોલત ડા૦ મા૦ ! હૅસપીટાલના ફંડમાં જાય. ચાલ આવ



મેહેરનોસજી વજીફદાર.

ફોટો લેનાર મી૦ જહાંગીર તાગપોર, બી.એ.



ગુસ્તાદ કાનફાટયા, (પલીડર)

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

## સીન ૩ જો.

—✻—

[દેખાવ—તેહમુરસ દીવેચાના ઘરનો સીટીંગ રૂમ. તેહમુરસ ટીપટોપ ઇંગ્લીશ ડ્રેસમાં ગાતો ગાતો આવે છે.]

"The Man that broke the bank at Montecarlo".—રાહ,

તેહમુરસ—

ઓહ·આઇ વૉન્ટ યુ ઑલ ટુ અનડરસ્ટેન્ડ—
હું ડ્રેસી કલાસી સ્વૅલ
અપ-ટુ-ડેટીશ છેઉં, ને—વૅલ—
ઇફ યુ ઓનલી લેટ મી ટૅલ—
લોક તો કેહછ કે ધસ્યુંછ મુજનું
—લોકની દરકાર શું?—
યારો, દેખો મારૂં ફૅશનેબલ "ઉં"!
દેખો, યારો, મારૂં ફૅશનેબલ "ઉં"!

(કોરસ.)
શું મુજ ચાલચલણ, એસ્કાટ. ઇટરાટ—
શું કોટ નો કટ ને સ્ટાઇલ—
બસ આ-લા ઍડમ પાઇલ
મુજ ગ્રેસ-ને ડ્રેસ-ને સ્માઇલ—
કે મુજને, યારો, જોઇ—
બસ બૈરાં પરે મોહી—
જોકે બાપ તો ઉતો માહરો અલાહીબાગ્યો!

ડ્રેસના બાબમાં તું શું સમજે—
બાજુ થઇ જા—હટ!

જોની ટેલ કોટનો આએ વટ,
એ છે લેટેસ્ટ સ્ટાઇલનો કટ!
મકદુર કોણની એમાં કરે—
સેહજ પણ ચાં કે ચું!
લંડન કટનું એમાં ફૅશનેબલ "ઉં!"
એમાં લંડન કટનું ફૅશનેબલ "ઉં!"

બેન્ડસ્ટેન્ડ, ચોપાટી કે પાલવે
લઉં જ્યારે હું વૉક,
ડોન્ટ આઇ નો માઇ બીઝનેસ–રૉટ!
ડોન્ટ યુ કાઇન્ડલી રબીશ ટૉક!
મરડાઈ મચકાઈ વાંકો ચાલુ—

મને જોઇ લે તું,
જોઇ લે દરેક સ્ટૅપમાં ફૅશનેબલ "ઉં!"
જોની દરેક સ્ટૅપમાં ફૅશનેબલ "!ઉં"

આયો વખત વાંકો, યારો—
ઉંધો સઉ કારભાર!—
સ્ટુપીડ લોકો કહે છે હરબાર—
નથી સાદાઇમાં કાંઇ સાર—
માંગેછ એક અવાજે આજે
મર્દ—બાલક—ઔરત!
સુતાં ઉઠતાં બેસતાં ફૅશનેબલ "ઉં!"
ખાતાં, પીતાં, ફરતાં ફૅશનેબલ "ઉં!"

('સાંજ વર્તમાન'માં મથાળું વાંચીને હસે છે—સ્વગત) "પરણેલી જીંદગીના કાયદાઓ! તે ઉપર ફરામજી કાવસજી ઇન્સટીટયુટમાં મી૦ મનચેરજી મરઘાજીએ આપેલું જાણવાજોગ ભાષણ!" ('સાંજ' બાજુએ ફેંકી દઇને ઉભો થાય છે અને હસે છે) કપ્પાર એના બાપનું! જે માણસ પોતાની એકલી

અટુલી હેપી લાઇફ હાથે કરીને chuck off કરે ને ભારી પથરા જેવી તોક ઓરવીને બેસે તે—Oh! he must be a drivelling idiot!—(હસે છે)આય જોવની મારો અવતાર કેવો થયોછ તે! મને અભાગ લાગી કે સેહતા જીવને સંતાપમાં નાખી હું પરણી મુવો! (હસે છે.)

[ દરવાજા પરનો ઇલેક્ટ્રીક કોલ-બેલ? વાગે છે. ]

**તેહેમુરસ**—કમ ઇન! કોણ છે?

[તેહેમુરસનો મીત્ર હોમી દાવર દાખલ થાય છે.] અહલો હોમી! કેમ કંઇ સાંજ પરી ભુલો પરીયો? [શેકહેનડ કરે છે!] Sit down.

**હોમી**—આફીશમાંથી જતાં જતાં તુંને કહેવા આયોછ કે આજે રાતે આપણે સાથે કલબમાં જમશું. કાંય માથું કાંય ધવડેછ! [તેહમુરસ માથું ખજવાળે છે.]

**તેહમુરસ**—હોમી દીકરા, તું મારી હાલત હમણા નથી જાણતો! મારી બઇરી નપોદ ગેઇ સમજી નથી મરતી તાહરે કેમ કરૂં? મારા સમ—હસેછ શું? એક દાહરો કલબમાં ખાવા જાઉંછ તો રાન ગોધયારૂં કરીને મોહલ્લો ગજાવેછ!

**હોમી**—That's funny—હા હા હા હા! (હસે છે)

**તેહેમુરસ**—(ઘડીયાલ જોઇ) અહલો! Its half past five. લેછ કે જરા છાંટો!

**હોમી**—નહી, થેંક્સ—હમણા નહી!

**તેહમુરસ**—આપરે તો વીસ્કી કલાક થયો. (આજુબાજુ જોઇને) દોસ્ત–અહીં ડાઇનામાઇટનો સામન સંતારી રાખ્યોછ.—જો! ( રાઇટીંગ ટેબલની કબાટ ખોલી અંદરથી વીસ્કીની બાટલી તથા ટમલર કાહડે છે ) Well! good luck! (એક ટાંશ લગાવી આંખ મારે છે.) આજે ખરચ પોશાતો નથી, હોમી. મોંઘવારી હમણા એટલી છે! ખાનું ખરાબ થાય આય વીહસ્કીનાખી ભાવ કેટલા ચહરી ગીયાછ—જોની! (હોમી હસે છે). ગાંડા જેવા હસ્યા શાનો કરેછ! પૈસાની એવી કાંય ગાંડી રીત હોશે? દાખલા તરીકે અહી મારી નાજુ દારીયાં દારીયાંને સારૂં અવકરા કરેછ તાહરે મારો એક ભાઇ તેમુલજી કરીને છેક બેનકોકમાં છે તેની પાસે કેહજે તન ચાર લાખની પુંજી છે! Now, isnt' that absurd!

**હોમી**—તારા ભાઇ પાસ એટલા પૈસા છે?

**તેહમુરસ**—હા, પણ આજે ચઉદેક વરસ થયાં નખોદ ગીયાનું કોઠુંખી કોણુ જોયુંછ જે! એ મારો જોર ભાઈ થાય જો! (હસેછ અને વીસ્કી પીએછે) અમે બેઉ એકજ દહારે જન્મેલા! અમારા બાવાને કોઇકુ પુછે! (હસેછ). કહેછે કે અમે નાહલ્લા ઉતા તાહરે બેઉ જણા

એ દાદારજીનો ઉંધો ઇનસાફ નહીં તો બીજું શું ! અમે બેઉ એકજ દહારે જનમેલા—છતાં એકની પાસ ચીચોરા ને બીજો લુખ્ખો !

**હોમી**—તારો ભઇ તારા જેવોજ ફજ્જુ છે કે ?

**તેહમુરસ**—અરે નહીંરે—કહેજે ધરમી સકરમી ઘણોજ મુવેલો છે ને દાહરામાં ત્રણ વખ્ત તરો લેછ. (હસે છે.) The deuce he does, ha ! ha ! (હસે છે.) જેમ હું આય દાહરામાં તન ચાર વખ્ત તરો લેઉંછની તેમ ! (ગલાસ બતાવે છે—હસે છે).

**હોમી**—(ઉઠતાં) લે આલ, સાહેબજી. આજે જરૂર આવજે-અં—આંઠ વાગે.

**તેહમુરસ**—ઓલ રાઇટ, સાહેબજી !

[હોમી જાય છે],

નાજાંને જરા સમજાવી લેવી પરશે—We'll see !

[વીસ્કી પીને હાઆઆશ કરે છે]

[ઉંબર પર નાજાં આવીને તમાશો જોય છે, તેહેમુરસ ગલાસ સંતાડી દઈ ગભરાટમાં હઠી જાય છે.]

**તેહેમુરસ**—ઉહ આઇ ! છે–તે–હે–હેં–હે–નાજ્જું. તું આવી કે—કાંઇ ઉલી–મકું–હે હે હે—(જુઠું હસે છે)

નાજાંની નજર છુપાવેલાં વીહસ્કીના ગલાસ પર પડે છે)

**તેહેમુરસ**—(સ્વગત) Dash it ! I am done for !

**નાજાં**—(હાથમાં ગલાસ ઉંચકી સુંઘે છે) એ આય શું ? વીહસ્કી ? શેમ—શરમ છે તમારી પર ! (બાકીનો વીહસ્કી ઘોલી નાખે છે) કહેજે પઇસા નથી–પઇસા

નથી ને હવે સાંજના પાંચ વાગેથી દારૂ પીઅવાના પઇસા કાંહથી આવેછ? એ લખ છોડી દઅો હવે!

છોરો, વાહાલા, લખ એ—જો ભારી છે ખોહારી તો
દારની મોહકાંન બરી શ્રી, વાહાલા, સમજો!
નતીજો નથી જો, સિવા તમામ બેજારી તો!
પાયમાલી વગર જો અંજામ દીગર છે નથી,
પરેશાંની, પશેમાંનીની—હયરાંની ભારી—છોરો.
દારૂડીયા આખર, વાહાલા, વગર મોહોતે મરવાના,
મરે ત્યારે દોજખની બારી છે ઉંધારી જો!—છોરો.

**તેહમુરસ**—(બાજુ) ઉ હું હું હું! મારા કોઇ ભોગ લાગા કે વીહસ્કી ઘેરમાં પીધો!

**નાજાં**—લેઅો જોવ હવે કેહુંછ તે સાંભળો. હું હમણા જરા ગંગા સાથ મારકેટ જઇ આંઉછ. તાંહથી પછી હું પાધરી કોલાબે આલી ફુઇને તાંહ આવશ. મને આવતાં સાતેક વાગશે. તમે હમણા તાંહ જઅો ને હું આંઉ તાંહ સુધી બેસજો.

**તેહમુરસ**—(ગભરાઇને બાજુ) મોહસ્મોકાણ! (મોટેથી) નાજાં, જો મારૂં સાંભલ. છે તે આજે મારા દોસ્ત હોમી દાવરની સાલગરેહ છે. તેણે કલબમાં પાંચ છ દોસ્તને ડીનર આપ્યુંછ. તે—છે—તે—હે—હે—હે!—તેથી—હે, હે—!—

**નાજાં**—તેથી શું? વરી આજે તાંહ જોભરવા જવાના છેઅો?

**તેહમુરસ**—અં—હે—હે—હે—મેં તો ઘણુંજ ના કેહયું રે! પણ હોમી તો એકનો બે નહીંજ થયો.

**નાજાં**—(અત્યંત છેડાઇને) જઅો—જઅો! એ હોમી ફોમીને કંઇ હું ઓરખતી નથી! આજે તમે કલબમાં ગીયાછ તો તમે જાણો! હું સાફ કેહુંછ! તમુને લાજ નથી આવતી? બૈરી જે કંઇ કેહછ તે જાણે તમારે મનથી ઘાસજ કાપતી હોશે?

**તેહમુરસ**—(બાજુ) આઆઆલો ! કલબમાં જઈ ચુકા !

**નાજાં**—આલીફુઈ આજે પંદર પંદર દાહરા થયા બોલાવ બોલાવ કરેછ ને તમે એકુ દાહરો જરા મલવાખી જતા નથી ! મુંવું મનેખી કેવું ખરાબ લાગેછ. ડોસાં એક તો મીજાજનાં અભાગ્યાં છે ને જો ફાંટો બાટો આવશે હેની તો વીલમાંથી રદ કરી મુકશે. પછી માથું કુટીને રરવા ના બેસ્તા! આજેજ બસ જવું પરશે. સમજોછ કે? ધ્યાનમાં ઉતરેછ કે?

**તેહમુરસ**--(ડાચું કુમલાવી) અરે હારે હા--ઉતરેછ ! (બાજુ) Damn this આલીફુઈ!

**નાજાં**--ને સમજો! આય તમારા અંગ્રેજી સકારમાં તાંહ ના જતા. સ્ચાન સલુકનો પારસી ડગલો પાટલુન ને તમારી પાઘરી પેહરજો. આલીફુઈને તે ગમશે. તેહમુ, એ ડોસાં ઘણાં જુનાં વીચારનાં છે ને આપુને તેવણુને રાજી રાખીને કામ કાહરી લેવાનું છે. કેહોની, પારસી ડ્રેસમાંજ જશો કેની ?

**તેહમુરસ**--વારૂં-વારૂં-ચાલની! ડોહીની પાયદસ્તને સારૂ એક પાઘરૂં લાવી રાખ્યુંછ તે પેહરશું—પછી કંઈ!

**નાજાં**—ચાલો ચીબા ના થાઓ! તમે તદન હુમણા હુમણા સોજ વગરના થઈ ગીયાછ. જો, તેહમું—મને વચન આપો! આજે ફુઈ સાથે વાત કરો તેખી ઘણી સંભાળીને કરજો. એવણુને ખુશી કરજો. તમુને એમ નાટક કરતાં કાંહ નથી આવરતું!

**તેહમુરસ**—ઠીક છે-ઠીક છે-માથું કાંય ખાયછ? જા હવે, નહીં તો ડાકરીને મારેથી કંઇ ગાર દેવઈ જશે.

(નાજાં જાય છે.)

**તેહમુરસ**--(નીસાસો નાખી) જોયું ? આય પરણેલી જીંદગીના ફાયદા!!! પેલી ધાંખરીને તાંહ તો જવુંજ પરવાનું. જો નહીં જાઉં તો મારી બૈરી મને કાલે જીવવા નહીં દે.

(ઘડીયાલમાં જોઇ.) પોણા છ થયા. લાવ જરા પેહલે કલબમાં દોરી જઇને એ પોરીયાઓને કેહી આઉં કે મારી ઘરડી ફૂઇને અચબુચ હાંફો ચાલેછ તેથી રાતે નહી અવાશે.

[તેહમુરશ જાય છે. ઘેરનો મસાલ બે હેલક્રીઓને માથે બે ટ્રંકો, હેન્ડબેગ, બેડીંગ વગેરે લાવી ઓરડામાં મેલે છે. તેમુલજી તથા ફ્રેની દાખલ થાય છે, તેમુલજી તપખીર સુંઘે છે].

ફ્રેની—અરે, ઘેરમાં કોઇ ધણી ધોરી બરેલું છે કે નહીં! તેમુલજી, આપરે કંઇ ઘેર ચુકયાં તો નથી? તમારા ભઇનુંજ ઘેર કે આય? એઇ રામા—તારા શેઠનું નામ તેહમુરસ રૂસ્તમજી દીવેચાજ છે કેની?

રામો—જી હાજી બાઇ. મારાં બાઇ ને છેટ બાહેર ગીયેલાં તે કેહી ગીયેલાં કે રાતે આંઠ વાગે આવછે.

(રામો તથા હેલકરી જાય છે.)

ફ્રેની—જોયું તેહમા, મેં તમુને કેહયુંની કે આપરે જણાવવા વગર એકદમ ઉપરી આયાંછ તે તમારો ભઇ કદાચ ઘેરમાં નહીંબી મલશે! જરા અગાઉથી તાર કીધો હોતે તો સ્ટેશનપર લેવાબી આવતે—પુરણે તમાગં ભેજાંમાં અક્કલ હોય તો તે વાત ઉતુગે કેની?

તેહમુલજી—શાંતી! તાર કરીયે તો બીચારો તેર સ ઘભરાઇ જાય. હવે પછી હલ્લુ ધીરે આવશે—ઉતાવલ શું છે! ફ્રેની જરા શાંત થા, ધીરજ પકર, સબુરી રાખ!

ફ્રેની—સબુરી રાખી તમારાં તોડુંની! કોઇના ઘેરમાં એમ સુવું કેહયા કાવ્યા વગર આપરે આવીને બેઠાંછ તે કંઇ સારૂ લાગેછ? હોટલમાં જતે તો શું સુવો દોલતગાં ખારો પરી જવાનો ઉતો?

તેમુલજી—છતો આપરો ભઇ જેવો ભઇ છે તેનું ઘેર મુકીને વરી હોટલમાં કાંહ જાય ! એમ ઉડાઉ ખરચ કરવાની ધુને તમેહુ પરી ગેછછ, ફ્રેની. શાંતી !

ફ્રેની—(ચીરડાઇને) હરવાયા તમે ! એવા મખ્ખીચુસ રેહીજ ગીયા ! ભલે કાજે તમારી પાસે તન ચાર લાખ રૂપ્યા છે તેથી મારા બાવાએ તમુને જમાઇ કીધા—બાકી નહીં તો તમારા આય આવા બરીયા સકારપર કોણ બેરી તુટી પરવાની ઉતી !

તેમુલજી—(તપખીર સુંઘતાં) શાંતી ! શાંતી !

ફ્રેની—તમારી શાંતી ગેઇ જાહનમમાં ! મુવા એ ધાન ખાવાનો બોલ મોહનામાંથી કોણ જાણે કાહરે જશે ! તમારા એ મુવા ઠીઓસોફી ખીઓસોફીના વેહજંમાંથી હું તો કંટાલી ગેઇછ ! નહીં જરા મન મુકીને ખાતા પીતા કે નહીં જરા જીવ વેરાય તેમ ફરતા હરતા કે કંઇ બરાબર પેહરતા ઓઢતા.

તેમુલજી—તું એમ શું આજે ડહવારો પારેછ, ફ્રેની ! શાંત થા. ખુદાપર સબુરી રાખ. ખાવા પીવાનું ને કામી જુસ્સાઓ તો આ ક્ષણભંગુર દુન્યાના જડવાદી લોકોનું તકલીદી સુખ છે. ખરૂં અનંત મીનોઇ સુખ મનનુંજ છે. અહબ્રહ્માસ્મી ! એટલે આપણે બ્રહ્માજ છીયે.

ફ્રેની—નારૂં હોશે. માથું ના ખાઓ ! જરા હવે ઠાવા હોવા થઇને ફરો. આય સુબાઇ છે.—બેનકોક નથી. દેશ તેવો વેશ ! જરા સ્યાન સોગતને મજાનો કોટ પાતલુન• પેહરો. આય અકબ્ર જેવા ગુચ્છા કાહરી નાખો !—

!—હે હે હે—તું તો ચેરી છોકરી છે—હે—હે હે—શાંતી ! કપરાં છે તે બાકી દુન્યાની ફોકટ વ્યાસના છે—બાકી આપરા પોહોઇ અંશ જેને ફ્રવષી તથા ફરોહર કેહછ તે તો મનસીક ભુવનના રૂપ વીભાગમાં—

ફ્રેની—મરે આય પારસી સાથ કાંહ બિજું લાગ્યું ! બસ ચૂપો ! તમુને ના કેહુંછ કેની કે એવું સ્ટુપીડ નોનસન્સ જેવું મારી આગલ ના બોલ્યા કરો. મને કેહો તમે આય સુંવા એબદસા જેવાં કપરાં બદલી નાખશો કે નહી હવે ?

તેમુલજી—હા, બદલશ—બદલશ ! જરા શાંત પરની તો ! ચાલ, અરતો પોણા છ થયા. એ લોક આઠ વાગે છેક આવશે, તેટલાં આપરે જરા ઉભાં ઉભાં મારાં કોઇ ઘરડાં આલીફુઇ કરીને અહીં કોલાબે ચીનઇ મેનશનમાં કેઠે રેહછ તાંહ જઇને મલી આવીયે.

ફ્રેની—(છીકી પડીને) રોક જાણુ મારી ! ઠાકીને લુસ થઇ ગેઇ ને રાત પરી કોલાબે કાંહ ઢકેલો ખાવા જાય ? જાઓ જાઓ—તમારાં તો મુંબઈમાં કુવો પુરઇ જાય તેટલાં સગાં હોશે તે બધાંને તાંહ શું કંઇ હું રખરવા જવાની છેઉં કે બાકી ?

તેહમુલજી—વારૂં, તેરે, તું અહીં બેસજે અં. હું જરા જલદી આવાંબઇ ફુઇને મલી આઉંછ. વરી તેવણ કેહશે કે કેટલે વરસે ભતરીજો પાછો મુંબઇ આયો ને એવણને મલવાબી નહી ગીયો !

ફ્રેની—જાઓ કહરાઓ—પણ જલદી પાછા આવજો અં. હું તો કંઇ તમારા ભઇને કે તમારી ભોંજાંઇને નજરેબી ઓરખતી નથી જો ! મેં તો એ લોકની સુરતબી નથી જોઈ.

તેહમુલજી—હું જાઉંછ—અં—ફ્રેની !—સાહેબજી ! શાંતી !

[તેહમુલજી જાય છે.]

ફ્રેની—(સ્વગત) મરે મારકાં ઘેરમાં એખલી ! કોઇ સુવું જીવતું મલે નહી. એ તેમુલજીના ભઇ કેવા હોશે ! (અંદરના ઓરડામાં જોઇ) આય ઓરડામાં કોઇ નથી. લાવ જરા બરડો નાખતે—મુઇ પગની કહરી થઇ ગેઈ!

[અંદર જાય છે.]

---

## સીન ૪ થો.



[ દેખાવ—અહમદનગરના એક મકાનની કંગાલ કોઠરી. પીરોજબાઈ હાલ હવાલ ફાટાં તુટાં કપડાંમાં બેઠી બેઠી કસ્તી વણે છે અને શીરીન પાસે બેસીને સીવે છે. પછી કંટાલીને શીરીન સીવવાનું બાજુ મેલી ગીત ગાય છે. ]

શીરીન—ન જાએ મુજથી સહયું દુખ આએ!
દુખ થકી જોબન[1] પણ કરમાય—અરે હાએ!
મુજથી નહીં સેહેવાય ગરીબી, એવી, હાય! હયરાંની!
આય જાલમ જુલમ છે ભારી તે બેજારી છે મુજને, હાં,
ખ્વારી સારી—કેમ સહું દુખ આએ—ન જાએ—
પરવરદિગાર દિલ રેહમ વસાવી, લેજે, બાપ! ઉગારી,
એ માલીક—ખાલીક તું લેજે એ બેદાદીથી બચાવી,
તારી, હારી—કેમ સહું દુખ આએ—ન જાએ.

[ બારણું ઠોકાય છે—શીરીન કોણ આવ્યું તે જોવા જાય છે. ]

પીરોજબાઇ—(સ્વગત) હવે એ નહી થોભે? આએ અકવાડીએ તો જેમ તેમ જીવપર જોરાવરી કરી જુની ધોલકી એક રૂપીયો બાર આનામાં વેચીને ખેમચંદ પાસે અરધી પાયલી ચોખ્ખાં નખાવીયા—પણ હવે શું કરશ? સુવો રન પર ચહરયોછ ને ઉધરાની-વોળોખી કાલે વરી પાછો અઇયર જેવો ઘેરતું

[1] જવાંની.

ભાડું લેવા આવી ઉભો રહેશે. બીચારી મારી ગરીબરી શીરીન અરધી અરધી રાત સીવતાં પટકઇ જાયછ.

( શીરીન દાખલ થાય છે. )

**શીરીન**—માયજી, કોઇ પારસી તમુને મળવા માગેછ. કહેજે શીરીનબાઇ ગાંધી કોઇ છે? તે મેં કહયું કે આય્યે રહી હું. બાહર ઉભાછ. માય, વૃરી કોણ હોશે—મરે હવે તો બુજવાનું ચેતણી નથી રેહયું.

**પીરોજબાઇ**—શીરીન, પેલો મંનચેરજી વ્યાજખોરો હોશે. એને મેં આઠ દહારા રહીને આવવા કહયુંતું તે—

**શીરીન**—નહીં માયજી, એ તો કોઇ કહેજે મુંબઇથી આયાછ. બોલાવું?

[ગુસ્તાદજી કાનફાટયા દાખલ થાય છે].

**ગુસ્તાદજી**—શીરીનબાઇ ગાંધી નામની છોકરી અહીં કોણ છે? આય્યેજ કે? ને તમે કોણ? એના માય? તમે—એંહ? (ચોંકે છે) કોણ પીરોજ? મારા નવલકાકાની પીરોજા!

[ પીરોજબાઇ ગભરઇને ઉઠી ઉભી થાય છે.

**પીરોજબાઇ**—ગુસ્તાદજી?

**ગુસ્તાદજી**—હા હુંજ ગુસ્તાદજી. પણ તું પીરોજ, અહીં? આય્યે તારી છોકરી?

**પીરોજબાઇ**—કેટલે વરસે તમુને પાછા જોયા! ગુસ્તાદજી તમુને મારી કોણે ખબર આપી?

**ગુસ્તાદજી**—એ આય્યે તારા શું હાલ? તેનો મને પહેલાં જવાબ દે, પીરોજ. વીસ વરસ પર તું અમારી આગળથી જતી રહી પછી તારો પત્તો કાંહાં ઉતો? અરે આય્યે તારૂં મકાન? તોબાહ! તમારાં બેઉ જણુનાં કપડાંના શું અવતાર? કાંઇ ઘણાં વાખા પરતા દેખાયછ!

પીરોજબાઇ—ઘણોજ ખરાબ વખત આયોછ. ખોદા અમારી શરમ રાખે !

[ આંખ લુછે છે].

ગુસ્તાદજી—પીરોજ, તારી આય છોકરીને જરા બહાર જવા કહે, મને કાંઇ ખાંનગી વાત કરવાની છે.

[ શીરીન બહાર જાય છે ગુસ્તાદજી બેસે છે. ]

ગુસ્તાદજી—તુંને બલસાર કે કોઇ બીજે ઠેકાણે મેહરનોશજી નામનો કોઇ પારસી ઓરખતોતો ? તું પરણી તેની અગાઉની વાત પુછુંછ, પીરોજ.

પીરોજબાઇ—મેહરનોશજી ! તે કોણ ! હું તો કોઇ એવા ધણીને ઓરખતી'તી નહીં. નામબી આજેજ સાંભળુંછ.

[ ગુસ્તાદજી ચોંકીને ઉભા થાય છે અને પછી ડઘાઇને પીરોજબાઇનું કોઠું જોયા કરી ઓરડામાં જોરથી આંટા મારે છે. પીરોજબાઇ ચકીત થઇ તેની ગમ જોયા કરે છે. ]

ગુસ્તાદજી—પીરોજ, તું મને ખરૂં નહી કહેશે તો તુંને મોટું નુકશાન થશે. તું જુઠું બોલેછ. તું મેહરનોશજી નામના કોઇ ધણીને ઓરખતી'તી ને ફર ઓરખતી'તી

પીરોજબાઇ—ઓરખતી હોવું તો મને કહેતાં શું થાયછ ? આજે મારા જનમમાં પહેલીવાર તમારે મોહને એ નામ સાંભળુંછ.

ગુસ્તાદજી—એ શું બકેછ ? મેહરનોશજી વજીફદારે પોતે મને મરતી વખતે કહયું કે તેવણની એક માશુક સોરાબ ગાંધી સાથે પરણી ગઇ ને તેને પેટે શીરીન નામની એક છોકરીબી થઇ.

પીરોજબાઇ—અંહંહંહં ! હવે સમજી ! તે તો સોરાબજીની પહેલી પરણેતર હોશે. તેનું નામ તો મેહરબાઇ હતું. ને હા ખરા. હવે યાદ આવેછ. તે લોકને પેટેબી

એક છોકરી થયલી ને તેનું નામબી શીરીનજ આપેલું. પણ તે છોકરી તન વરસની થઇને મરી ગેઇ ને છ મહીના પછી મેહરબાઇબી ગુજરી. પછી સોરાબ ગાંધી મને નવસારીમાં મલ્યો ને હું તેની સાથે બીજવાર પરણી ગઇ તે તો તમે જાણોછ. પછી મારે પેટે આએ પોરી અવતરી તેનું નામબી સોરાબની ખુશીથી શીરીનજ એમ રાખીયું.

[ગુસ્તાદજી બેહદ નાસીપાસીથી ગુહણપર મુક્કી ઠોકે છે.]

ગુસ્તાદજી—બાજી હાથથી ગેઇ! બસ તાહરે હવે ખલાસ! પીરોજ તું અભાગણી તે અભાગણીજ!

પીરોજબાઇ—(ફગલાઇને ઉઠી ઉભી થાય છે) પણ શું છે? સુવું મને તો કંઇ સમજ પરતું નથી.

ગુસ્તાદજી—અરે શું સમજ પરે? તારૂં કપાર? લે, સાંભલ, એઇ નસીબની લીલી! મેહેરનોશજી વજીફદાર નામનો એક પારસી લગભગ છ લાખની પુંજી પાછલ મુકી જઇ, વસીયત કરીને હમણાજ મરી ગીયોછ. મેંજ વીલ બનાવ્યું ને હુંજ તેનો એકઝીક્યુટર છેઉં. મરતી વખ્તે એ અંકડોળ પારસીને વાહરૂં આવીયાથી તેણે પોતાના એકપુરા ભત્રીજાને વારસામાંથી રદબાતલ કીવોછ ને પોતાની એક વખતની માશુકની છોકરી શીરીન સોરાબજી ગાંધીને બધી પોતાની દોલત આપી જવા ફરમાવી ગીયોછ. પણ તું તો મેહરનોશજીની માશુક નથી. તે મેહરબઇ તો મરી ગઇ ને તે શીરીન ગાંધીબી ધપી ગેઇ એટલે—જા—રાન દુવાર, તારાં નસીબમાંજ ભુખમરો છે તેમાં હું શું કરૂં?

[પીરોજબાઇ મોહડું ઢાંકીને ખુરસીપર ફસડાઇ જાય છે.]

[ગુસ્તાદજી પાછા ઓરડામાં આંટા મારે છે.]

પીરોજબાઇ—હું મુઇ—હું મુઈ! મારી સરજતજ ફુટેલી છે? ૭ લાખ તો બાજુએ રહવા પણ ૭ રૂપ્યાનીબી આજે હોવાઇ છે. અરે ૭ આનાને વાસ્તે હું તવલુંછ. ઓ ખોદાય!

[ધસાધસ રડે છે.]

ગુસ્તાદજી—(બાજુએ) આહ! શું કીસમતબી ઉધું છે? મારા હાથમાંનો લુમકો લુટાઇ જાયછ. શું કરૂં? મોહનામાં આવેલો બુક પાછો ખેંચાઇ જાયછ. અચ્યા ગુસ્તાદ, શું ૭ લાખની કારસાજી જતી મુકશે! મુઠીમાં પકડાયલી સુન્નાની ચઉલી શું પાછી ઉરાડી દેશે? નહીં-નહીં-નહીં!!

[અચબુચ ગુસ્તાદજી પીરોજબાઇ પાસે અડોઅડ પાછો આવીને બેસે છે અને તેણીનાં ખભાં ઉપર ધીમેથી હાથ મેલ છે.]

ગુસ્તાદજી—આહ! પીરોજ, જો આપે ૭ લાખ રૂપ્યા આપુને—મકુંજે, તારી શીરીનને મલ્યા હોતે ને હું તેના બાપ જેવા તેનો વાલી થવા પામ્યો હોતે તો વારી, ગારી, મેહેલ જેવાં મકાનમાં તમુ લોકને પૈસા ટકાની રેલછેલ સાથ—પણ છટ, ગેઇ તાલ હવે હાથથી ગેઇ!

[પીરોજબાઇએ પાછો ઉંડો નીસાસો નાખે છે અને અત્યંત ગમગીનીથી ડોકું છાતીપર ઢળાવી દે છે.]

ગુસ્તાદજી—પણ નહીં, નહીં, એકવાર હાથમાં સપરાએલું ખીલ્લું છાડી દેવું એવો હું પોચો નથી.

સાંભળ, પીરોજ, એ ૭ લાખ રૂપ્યા હું તુંને અપાવું તો કેમ !

[ એક ઝટકા સંગેત ઉઠીને ક્રોધથી ઉભી થઈ હરણફાર ચેહરે પીરોજબાઇ મસ મોટા ડોળા સાથ ગુસ્તાદજી ગમ જોવા માંડે છે. ]

ગુસ્તાદજી—બેવકુફ એમ એટલી ખુજેછ શાની ? કોણ સુવો જીસ્તો આજે જાણેછ કે તું સોરાબ ગાંધીની બીજી પરણેતર છે ! ને આએ તારી છોકરી શીરીન ગાંધી મેહેરનોશજી વજીફદારની ખરેખરી ધારેલીજ શીરીન સોરાબજી ગાંધી નથી !

પીરોજબાઇ—આ ખોદાય ! ગુસ્તાદજી ! ! એ તો—

ગુસ્તાદજી—ચુપ ! મને પુરેપુરો સાંભલી લે. સર સંડાસમાં જાય પેલા મેહેલ્લાનું ! એ આકલેટના વીલ પ્રમાણે હું શીરીન સાથ પરણી શકતો નથી ! પણ તમારા લોકપર મારો કંઇ મજબુત કાબુ જોઇયે. પીરોજ, બોલી મરની, તું શું કહેવા માગેછ !

પીરોજબાઇ—શું કેહું ! તમે કેહવારવા શું માંગોછ ? મને કંઇ સમજ પરતી નથી.

ગુસ્તાદજી—(અધીરાઇથી) ઉંહુંહુંહું ! કેવી અપટ છે ! એકજ રસ્તો છે. પીરોજ, તું તો પરણીને એક છોકરીની માય થઇ ને હું હજુ સુધી લબ્ધા જેવો કુમારોજ છેઉં !

[ આસપાસ જુવે છે અને પીરોજબાઇની કાનપર પડી ઘણાજ ધીમા ધાડા અવાજે કહે છે. ]

સાંભલ, પીરોજ ! ઘણાજ છુપાછુપ ખાનગી આપરાં લગન થવાં જોઇયે.

[ પીરોજબાઇ ગભરાટને મારે બુમ મારીને પાછળ હટી જાય છે. ]

નવસારી જઇને લગન કરશું, પીરોજ. પણ તે બાબેની ખબર કોઇને—કોઇને પરવા દેવી નહીં જોઇયે—તારી છોકરીનેબી નહી! એ વાત આપરા વચ્ચે એકદમ છુપી રાખવાના તું જો આતશના કેબલા પર સોગંદ ખાય તોજ હું કબુલ થાઉં—નહીં તો નહીંજ!

પીરોજબાઇ—ઓ ગુસ્તાદજી! હું—

ગુસ્તાદજી—બસ! હા કે, ના? નાનો એક તુકારો કહાર ને હું અબઘડી અહીંથી સદાને માટે ચાલી જાઉછ!

પીરોજબાઇ—પણ જરા મારૂં સાંભળો તો ખરા—

ગુસ્તાદજી—તુ ટક ટક કરયા કરેછ? રાન—તું સદાની હેમક છે. જા, તારે જીવતરે જીવ. કુત્તાને મોહતે મર. હું આય ચાલ્યો.

[ગુસ્તાદજી ઝડપમાં કોર મરડી ત્યાંથી ચાલવા માડે છે. એક ચીસ સમેત પીરોજબાઇ પછવાડે દોડી તેને દગલાની બાંહેમાંથી પકડે છે.]

પીરોજબાઇ—ઉભા રેહો—ખોદાયને વાસ્તે ઉભા રેહો! તમે કેહશો તેમ કરશ, પણ મને મુકીને ચાલી ના જાવો. તમારે પગે લાગું.

ગુસ્તાદજી—બસ હવે એ તે એજ! જે થાય તે ખરૂં. અંદર આવ, આપરે પીરજથી પછી બધી ગોઠવણોની વાત કરશું. ખબરદાર એ વાતનો જરા સંસારોબી તારી શીરીનને માલમ નહીં પડે. સંભાલજે! જરાબી નારા સોગંદ તોરીયાછ તો હું તારો જીવ લેવશ!

[ગુસ્તાદજી તથા પીરોજબાઇ અંદર જાય છે.]

---

## સીન ૫ મો.



[ દેખાવ—કોલાબા, પાંડેની સેનીટરી-
યમની બાહેર દરીયા કીનારાનો
પ્રોમેનાડ. એક બાજુ થોડાંક ઝાડોની
ઘટા છે. બીજી તરફ દરીયાની
પાળ છે.

[ખોરશેદ ગીત ગાતી ત્યાં આવે છે. ]

ખોરશેદ—તેં તો, વાહલા, શાદ કરી કીધી મને સુખી ખરી !
મગન–સગન–સફલ ઘરી જોયો દિલબર, પ્યારા !—
મનમોહન, એ તુંજ દીદારે દિલ શાદ થયું હરબાર,
દિલચમન તું, ગલાંના હાર–કરૂં નિસાર–મુજનો પ્યાર!—
નયનો એ છે ન્યારાં—ને—
તુંજ નયનો એ મુજને રિઝવે.
મુજ રોશન હોસ થયો મનનો, ૧
મલે પ્યારીને પ્યારો–મગન બની
બસ સમજું છે ઢગલો ધનનો !—તેં તો.

[ ખોરશેદ નીસાસો નાખે છે અને
ખીસામાંથી એક કાગજ કહાડી
તે જુવે છે. ]

(સ્વગત) બાવાજી તો દહાડે દહાડે છેકજ બીજા-
જના દાધાબરયા થતા જાયછ જો ! હમણા હમણા
એવણને અવાર નવાર હાર્ટ ક્રેમ્પસ આવેછ તેથી
એવણનો સ્વભાવ પુરો ખાઉં કરડું થઇ ગીયોછ.
આય કાગલ જોયું કેની ? બરીઆ એવણના લખવાના
સકાર ! વરી કંઇ કોઇ સાથ વીજોર લઇને મને
લખવા બેઠા હોશે ! જોવની શું લખયુંછ તે:—

(કાગળ વાંચે છે)

" એ દુકતો તાબુરે વાસ્તે એક લીટીબી લખ્તો નથી તેથી મને કંઈ સમજ પરતી નથી. દીકરી એ છોકરા સાથે મેં તાહરૂં ગોઠવી મુકયુંછ. હીરા જેવા, શીખેલા ભણેલા, સોભીતો ને વરી આપરી સગઈમાં ખાતરીનો છોકરો બીજો કોયો મલવાનો છે? મને તું ગીયા પછી બે વખત પાછાં છાતીમાં આકરાં આયાં તેથી હું તો બીહી ગીયોછ. એક વાત યાદ રાખજે કે હું ઘણાજ ખરાબ સ્વભાવનો માણસ છેઉં. તું માહરી એક પુરી દીકરી છે તોબી હું તારી બેસ્તન માયના ફરીથી સોગંદ ખાઇને કેહુંછ કે મારી મરજીની જો તું બારે જશે તો હું તુંને મોહુલામાંના કુતરાંની કાની રખરતી કરી નાખશ ને તુંને કડુવા દઈને જેહર પી મરી જવશ."

[ખોરશેદ અધીરાઈથી તે કાગળ ડુચો કરીને પોતાના બદીયાનના ગજવામાં મેલી દે છે.]

ફોરશેદ—(સ્વગત) મોહલ્લામાંના કુતરાંની કાની રખરતી કરી નાંખશે? ઓછી પીરા! મોહલ્લામાં રખરતા કુતરાંનેબી ખોદા ભુખે મરી જવા દેતો નથી. ને તે કુતરૂં સારી જાતનું હોયછ તો કોઈ ભુલા ચુકાનો માબાપ તેને બગલમાં મારીને ઘેર ઉંચકી જાયછ.

[ઝાડીની પેલી ગમથી કોઇનો વાત કરવાનો અવાજ સાંભળી ખોરશેદ ચોંકે છે અને છુપાઈ જાય છે.]

[ત્યાં તેહમીના અને અદી ફરતાં ફરત આવે છે ને પાળના પથરાપર બેસે છે.]

અદી—(હસે છે) તાહરે તમે એમ ધારોછ, તેહમીના, કે તે દાહરે જરબઈ મોદીની પારટીમાં મેં પેલી ધણચક્કર અરશેદબાઈને ખુબ છેડી? (હસે છે). શું કરૂં! એની જરીપુરાણી સારી જોઈનેજ મને છાતીપર ડોહવાઈ આવે છે. (હસે છે). પણ તેહમીના, તમારો જાલ તો, તે દાહરે એનીપરથી બધો વાંકો ટીકો થઈ જતો'તો!!! (હસે છે).

તેહમીના—હારે-મરેરે! જાલણી હવે છેકજ પોતાની અકલ ખોહી બેસતો જાયછ જો!

અદી—પોરીયો મેટ થઈ ગીયોછ! એ પેલા સુલેમાન સાટકા જેવાં ગામરેના ડોળાંમાં એવું તે શું બરીયુંછ કે જાલ એમ ઉછલઈ પુછલઈ જાયછ? કાંય પોતાનાં વરસ વેચતો હોશે?

તેહમીના—કોણ જાણે! એ છોકરી સાથે ઓરખાણ પરીછ તાહરનો કંઈ સુનો બાવરો જેવો તો થઈ ગેયલો છે.

અદી—આય ભીખારી જુનું પુરાણું વાજું એને ગમી આયુંછ. મારા સમ, તેહમીના, આય દુન્યામાં પૈસા વગર ગળે એક બઈરીની ટોક ઓલવવી એ દુન્યાદારીના કચ્ચા હેમકો અને આંધરા ભીત અહુંગોનું કામ છે. પૈ વગરની આય અભણ ગામરીયનની પછવારે જાલ મછરાયછ!—એ ગદ્ધો છે ગદ્ધો.

તેહમીના—ડાક્ટર પણ—પણ તમે તો ભાયગશાળી છેઓ. તમારી કેટી દાવર પાસ તો કેહજે મબલખ પઈસા છે.

અદી—તેહમીના, હું તમારા જાલ જેવો ઈડીયટ નથી! કોઈ મારો મામો થતો ભુલાચુકાનો માબાપ મને પોતાની ૨૫ લાખની એકપુરી વારસ છોકરી સાથ પરણાવવા નીકલ્યોછ. બાઈ જોવ! પચીસ લાખ?? એટલી રકમને ખાતર તો આય બંદો એક માટીના કારાં ઠીકરાં સાથબી પણવા તૈયાર છે? (હસે છે)

**તેહમીના**—પણ ડાકટર, તમારી કેટી દાવર એવી કદરૂપી છે એમ?

**અદી**—ભલા જાણે મારી? જોઈછ કોણે જે? પણ ગમે એવી રીતે સપનામાં બીહીક લાગે તેવી મકાઇ બાહુ હોય તોબી આપુંને ભલ દરકાર છે! આપુને તો એના ચલકતા પૈસા સાથ કામ છે, તેહમીના! (હસેછે.) લેવ, સાંભળો:—

("I Love a Lassie,"—રાહ.)

ઓહ, મને હરબાર
છે પ્યાર પૈસાનો-ને માનો કે એ પૈસા જગમાં આલા છે,
છે પૈસા જગને વાહલા—
ને જે નથી પૈસાવાલા,
તેના ઢંગ, યારો, તો નીરાલા છે!
એ પૈસા ખણ ખણ બોલ-પૈસા બેહેસ્તનાં બારણાં ખોલે,
પૈસા દુન્યામાં છે સર્વથી આગલ,
બીન પૈસા ખાલી ખાલી,
લોકો કેહશે છે મવાલી,
બરો ગાફીલ. ગાવદી—પાગલ!

(કોરસ)
છે મરજી માહરી—
મલે જો નાર પ્યારી કોઈ સધ્ધર બડી માલદાર,
બંદા ઝુકે પૈસા સાંમે—
બસ પૈસાજ આવે કામે,
છે જગમાં એજ તકરાર! (બે વાર)

એ ખરો દીલદાર—
છે બાહાર પૈસાનો તો મલે નાર સાથ પચાસેક હજાર,

તાણેદારી જાનનીસારી,

છે પૈસાની દીલદારી!!

નથી પ્યાર ક્યારની દરકાર!

કુરગ્‌ લ[1]દેસો માહરા જેવા, સોહઘે ચાન્સીસ અહીં તહીં એવા,

નહી જોએ ગલી કે નહીં જોવા ચેમે ફૅર,[2]

મને પૈસાથી સગાઇ—પૈસે જાણું તે સવાઇ,

ઑહ, પ્યાર!—રૅાટ! આઇ ડોન્ટ કૅર!

**તેહમીના**—અરદેશર, તમારા દોસ્તદારને ખાતર કંઇપ્ણી કરો—તમારે પગે લાગું!

**અદી**—(મોટેથી હસે છે) એમાં હું શું કરી શકું જો? તમે કહો તો પેલાં ખરશેદબાઇ વંડોરાંને જરા ખપ્પરાવાને બે બોલ કેહું. એ ઓડાની ખીચારી એવી ભોટ અને બેવકુફ છે કે હું મારી રીત પ્રમાણે ગરીબઇના સંકટો ને જાલની ખુવારીની લાંબી લાંબી વાત ચલાવશ કેની તો—ઓ લેવો, જાલ આયો.

(જાલ આવે છે)

કેમ જાલ ખા, પછી તે દાહરનો રોહોંસો ઉતરયો કે? તુંખી યાર, એમ જરા જરામાં ચીકલીશ શું થઇ જાયછે?

**જાલ**—તારી તે દહારની દેખઇતી અસભ્યતાથી કોઇનીબી ધીરજ ખુટી જાય. અદી લેટ મી ટેલ યુ—યુ આર એ ફુલ!

**તેહમીના**—જાલ!—જાલ!—

**અદી**—(મોટેથી હસીને) If I am a fool, Jal, you are another! તેમ નહીં હોતે તો તું એક ઢીનપાટયાં ફોર્થ કલાસ ગામરયાં ડોબાંની પાછળ તારાં વરસ નહીં વેચતે.

---

૧ બદસુરત. ૨ સુંદર.

જાલ—તારે ગમે તેવા એ બીચારી ગરીબ પણ સ્વીટ ગર્લને વાસ્તે ચેસ્ટા કર—પણ સાંભલી લે અદી—તમે લોકો બધાં માથું ફોડીને મરી જશો તોબી એ છોકરીને વાસ્તે મારો ઉંચો વીચાર એક તસુબી ઉતરવાનો નથી—઼આ ખોરશેદ!!

(ખોરશેદ ત્યાં નીકલી આવે છે)

ખોરશેદ—઼આ તમો લોક બધાં અહીં છેઓ કે?—સાહેબજી! જરા ફરતી ફરતી અહીં આવતી'તી તેટલાં સાદ સંભલાયો તે હું જાણું કોણ છે—

અદી—(તેહમીના બાજુએ) અરરર! નખોદ ગ્યેઇએ આપરી બધી વાત સાંભળી હોશે કે?—

તેહમીના—મરેરે! ખરેખર? કોણ જાણે?

અદી—(મોટેથી) લે આલોછ કે તેહમીના?—કે અહીં બેસોછ? હું તો બા જોઉંછ. આય બે જણાંઓને અહીં કંઇ ખાનગી વાત કરવાની હોશે? (હસે છે)

તેહમીના—નહીં આલોની, હુંબી હવે જતે. સાહેબજી ખરશેદબઇ.

(અદી અને તેહમીના જાય છે.)

ખોરશેદ—(હસીને) જાલ, ડાકટર હમણા બોલી ગીયા તે ખરી વાત કે—તમુને મારી સાથ વરી કંઇ ખાનગી વાત કરવાની છે કે?

જાલ—(હસીને) નહીં ખોરશેદ, ખાનગી તો કંઇ ખાસ કહેવાનું નથી—પણ હા વાત તો ઘણી કરવાની છે. બેસની અહીં જરા—

ખોરશેદ—(હસીને) મરે તમારી વાતજ પુરી નહીં થવી કે! પણ હવે મોરૂં થયું! આલ પાછાં ફરતે-સુનામાસી તાંહ સેનીટેરીયમમાં વારે વાર જોતાં હોશે.

તાબેદારી જાનનીસારી,
છે પૈસાની દીલદારી!!
નથી પ્યાર ક્યારની દરકાર!
કુરઅંદેસો માહરા જેવા, સોહદે ચાન્શીસ અહીં તહીં એવા,
નહી તેરેએ ગલી કે નહીં જોવા થોબે ફૅર,[2]
મને પૈસાથી સગાઇ—પૈસે જાણું તે સવાઇ,
ઑાહ, પ્યાર!—રૉટ! આઇ ડૉન્ટ કૅર!

**તેહમીના**—અરદેશર, તમારા દોસ્તદારને ખાતર કંઇબી કરો—તમારે પગે લાગુ‘!

**અદી**—(મોટેથી હસે છે) એમાં હું શું કરી શકું જો? તમે કહો તો પેલાં ખરશેદબાઇ વંડોરાંને જરા ખખરાવાને બે બોલ કેહું. એ ઓડાની બીચારી એવી ભોટ અને બેવકુફ છે કે હું મારી રીત પ્રમાણે ગરીબઇના સંકટો ને જાલની ખુવારીની લાંબી લાંબી વાત ચલાવશ કેની તો—ઓ લેવો, જાલ આયો.

(જાલ આવે છે)

કેમ જાલ બા, પછી તે દાહરનો રોહાંસો ઉતરયો કે? તુંબી યાર, એમ જરા જરામાં ચીકલીશ શું થઇ જાયછે?

**જાલ**—તારી તે દહારની દેખઇતી અસભ્યતાથી કોઇનીબી ધીરજ ખુટી જાય. અદી લેટ મી ટેલ યુ—યુ આર એ ફુલ!

**તેહમીના**—જાલ!—જાલ!—

**અદી**—(મોટેથી હસીને) If I am a fool, Jal, you are another? તેમ નહીં હોતે તો તું એક ટીનપાટયાં ફોર્થ કલાસ ગામેરયાં ડોબાંની પાછળ તારો વરસ નહીં વેચતે.

---

૧ બદસુરત. ૨ સુંદર.

જાલ—તારે ગમે તેવા એ ભીખારી ગરીબ પણ સ્વીટ ગર્લને વાસ્તે ચેસ્ટા કર—પણ સાંભલી લે અદી—તમે લોકો બધાં માથું ફોડીને મરી જશો તોબી એ છોકરીને વાસ્તે મારો ઉંચો વીચાર એક તસુબી ઉતરવાનો નથી—ઓ ખોરશેદ!!

(ખોરશેદ ત્યાં નીકલી આવે છે)

ખોરશેદ—ઓ તમો લોક બધાં અહીં છેઓ કે?—સાહેબજી! જરા ફરતી ફરતી અહીં આવતી'તી તેટલાં સાદ સંભલાયો તે હું જાણું કોણ છે—

અદી—(તેહમીના બાજુએ) અરરર! નપોદ ગેઇએ આપરી બધી વાત સાંભળી હોશે કે?—

તેહમીના—મરેરે! ખરેખર? કોણ જાણે?

અદી—(મોટેથી) લે ચાલોછ કે તેહમીના?—કે અહીં બેસોછ? હું તો બા જાઉંછ. આય બે જણાંઓને અહીં કંઇ ખાનગી વાત કરવાની હોશે? (હસે છે)

તેહમીના—નહીં ચાલોની, હુંબી હવે જતે. સાહેબજી ખરશેદબઇ.

(અદી અને તેહમીના જાય છે.)

ખોરશેદ—(હસીને) જાલ, ડાકટર હમણા બોલી ગીયા તે ખરી વાત કે—તમુને મારી સાથ વરી કંઇ ખાનગી વાત કરવાની છે કે?

જાલ—(હસીને) નહીં ખોરશેદ, ખાનગી તો કંઇ ખાસ કહેવાનું નથી—પણ હા વાત તો ઘણી કરવાની છે. બેસની અહીં જરા—

ખોરશેદ—(હસીને) મરે તમારી વાતજ પુરી નહીં થવી કે? પણ હવે મોરૂં થયું? ચાલ પાછાં ફરતે—મુનામાસી તાંહ સેનીટેરીયમમાં વારે વાર જોતાં હોશે.

જાલ—અરે જરા ઉભી રહે, ખોરશેદ, અસતો હું હમણાજ આયો. આહ? જો મારેથી અવાતું હોય કેની તો થોરા દહારા પાંડેની સેનીટેરીયમમાં એક ઓરડો લઇને તાંહજ આવીને રેહું. પણ તું આજે દોરાદોર ના કર—જો વરી! જરા બીજી પાંચ મીનીટ બેસ! આહ—ખોરશેદ, તું જાણેછ? તું. મારી આગળ હોયછ તાહરે મને કેવી ખુશાલી દીલમાં લાગેછ તે? કેમ, મુંગી કેમ થઇ ગેઇ? કંઇ વાત કરની ની?

[ખોરશેદ શરમાઇ જાય છે—જાલ તેણીનો એક હાથ પોતાના બે હાથમાં પકડે છે.]

ખોરશેદ—(બહુજ ખુલી ગયલ ચેહેરે જાલનાં ખભાંપર હાથ મૂકે છે) હું બીજી છોકરીઓના જેવી કાંગલી કુંગલી નથી, જાલ. આપરે અહીં સાથે ઉભાંછ તે મનેબી એટલું ગમેછ કે બીસવાજ નહીં ગમતું.

જાલ—અહીં તુંને ગમેછ? સાચ્ચું બોલ? નહીં તો કે વરી પાછી તારાં ગામરાંમાં અમુને છોડીને નાસી જશે? તું જતી રહેશે તો હું બેરીસ્ટરનો ધંધો છોડી પારડી આવીને તાડી છેજનારો થવશ—તુંને સાફ કેહુંછ—

ખોરશેદ—ઓહો એટલું બધું? બારીસ્ટર સાહેબ, તાડી છેજતાં આવરેછ કે? ને અમારાં ઝાવલીના છાપરામાં સુતાં કોલ્ડ લાગશે તારે? (હસે છે.) બરેરે, ગરીબાઇમાં સુખ શું જરાબી નહીં હોશે? મને કેહો જો વરી—એક ગરીબ ઝુપરામાં પચાશ સો રૂપીઆમાં માટી બઇઅરથી શું સુખમાં નહીં રેહવાય? ખરૂં કેહોની? બીચારી બઇરી સીવે સાંધે ને ઘણી

આકરીએ જાય. પણ એઉના ચેહરાપર કેવો સંતોષ! મારા બાવાએ તેવીજ જીંદગી ગુજારેલી, જાલ—એવણ પરમ દાહરે મુંબઇ આવવાના છે.

[જાલ ખોરશેદને વધારે પોતાની નજદીક ખેંચે છે.]

જાલ—ખોરશેદ, તારા બાવાએ કેવી જીંદગી ગુજરી તે સાથ મને કામ નથી. તુને પોતાને કેવી જીંદગી ગુજારવીછ તે મને આજે જાણવુંછ. ખરૂ કહે, ખોરશેદ!

ખોરશેદ—મને? તે તો કોણ જાણે? કેણની સાથે એવી જીંદગી ગુજારવાની છે તેપર—તેપર આધાર.

જાલ—(તેણીની કમ્મર આસપાસ હાથ વીંટાલી)ને મારી સાથે એવી જીંદગી ગુજારવાની હોય તો?

ખોરશેદ—(શરમાઇને) ચાલ બા, હવે જતે, જાલ—કાલ બાલ વાત કરશું.

જાલ—બે મીનીટ વધારે; ખોરશેદ મારી વાહલી, હવે મને ટવલાવ ના. હું જે વાત કહેવા માગુંછ તે કેદારનો હું કેહી ચુકયો હોતે. સાંભળ, છોકરી—પરમ દારે સહવારનાજ હું તારા બાવા આગળ આવી આમ ઝુંપડાની જીંદગીનો અખતરો તારી સાથે અજમાવી જોવાની માગણી કરવાનો છઉ. બોલ, આઉં કે નહી?

[ખોરશેદ રૂમાલથી પોતાની આંખ્યો ધાંકે છે]

ખોરશેદ—જાલ, સુનાંમાસી વાર જોતાં હોશે—

જાલ—નક્કી, મને મારો જવાબ પહેલાં જોઇશે. ડારલીંગ, તું મારા મનની વાત જાણેછ, પણ એમ ઉડાવીયા કરેછ. જો વાહલી, પરવરદેગારને હાજર નાજર જાણી કેહુંછ કે મને બીજા કશા વધારે પૈસાની તુંભા નથી. જવાબ દે, તારા બાવાની આગળ હું આઉં? તારા બાવાજી તુંને રજા આપશે કેની?

ખોરશેદ—આના સાથ તું થોરો પ્રણવાનો છે, જાલ? હુંતે
રજા આપું તો નહી ચાલે?
તન મન અરપું છું મુજ દિલથી,
માની લેજો ખરાં જીગરથી!
હું તો છું એક દાસી તમારી, તેના વાલી તમો,
માહરા જાલી!
વાલી વગર તો વ્હાલી તમારી,
જાલી, ઝુરી ઝુરી જાય—તન મન.
પ્રેમબગીચો પ્યારો પ્યારો—તેના માલી તમો!
ઓ વાહલા!
માલી અગર જો જાએ ચાલી તો બગીચો કરમાઇ
જાય!—તન મન

[ખોરશેદ એકાએક જાલના પાસાંમાં
ભરાઇ, તેની છાતી ઉપર પોતાનું
ડોકું ટેકવી તેના ખભાં ઉપર
પોતાનો હાથ મેલે છે]

જાલ—મારા જાન?

[તેના ગાલપર કીસ કરે છે.

[પોતાના સ્કાર્ફ માંહેલી એક સુન્નાની
વીંટી કાહડી જાલ ખોરશેદના
ડાબા હાથનાં ત્રીજા આંગળાંમા
પેહરાવે છે. સુનામાસી ને અમીના
ત્યાં આવીને આ દેખાવ જોયા
કરે છે.]

જાલ—(ખોરશેદને) આય એક સાદી ને સસ્તી ચીજ છે
મારાં જીગર, પણ તેનો અર્થ તું શું સમજેછ—
મને કેહ.

ખોરશેદ—એ? એ મારી જીંદગીની બેડી છે. ઓ સુનામાસ
તમે અહીં ઉભાંછ કે?

[ખોરશેદ ખડખડાટ હસીને આંગલી
ઉંચકી સુનામાસીને દેખાડે છે.

[ટાબ્લો!—બંગલીશ મ્યુઝીક]

## સીન ૬

[ગુલાબવાડીનાં કમપાઉંડમાં બેઠી બંગલી—ગુસ્તાદજી કાનફાટયા અને ડા૦ અદી અંદરથી બાહેર ઓટલા પર આવે છે.]

ગુસ્તાદજી—અહીં આવો, અહીં બાહેર હવામાં બેસીને વાત કરયેં તે દહાડે મેં તમુને તમારા કાકાના વસીયતની બધી વાત કેહી તેના સંબંધમાં હવે સેવટની બધી ગોઠવણ થઈ ચુકીછ. તમે વીલ તો તે દહાડે ધ્યાનથી વાંચયું, ડાકટર—

અદી—હું તે વીલ ફીલની વાત કરવા આજે આયો નથી. મારા ચકડોળ કાકાએ એક ભલતી છોકરીને ખાતર મને પરતો મુકયો તેની મને ઝાઝી તુંભા નથી. એવા કડક ભેજાં ગેપો તરફથી વધારેની શું વકી હોય?

ગુસ્તાદજી—તારે અહીં તસ્દી લેવાની શું મતલબ છે, બાવા?

અદી—મને થોરા પૈસા જોઈયેછ. હું અહીં નવો આયોછ ને મારી પ્રેકટીસ બરાબર ચાલતાં હજુ સેહેજ વખત લાગશે. તમે આય શીરીન ગાંધી કોણ મુઈછ તેના વાલી છેઓ—તેથી હું તમારીજ પાસે માંગુછ કે એ છોકરીના પૈસામાંથી મને હાલ તુરત છ ટકાના વ્યાજે પાંચ હજાર રૂપીઆ આપો.

ગુસ્તાદજી—પાંચ હઝાર રૂપીઆ! શું જામીનગીરીપર, બા?

અદી—એટલે? તે હુંબી શું કંઇ રસ્તામાં રખરતો લુચ્ચો યા ભામટો છેઉં કે? મારૂ નામ, મારૂં ખાનદાન, મારો ધંધોજ મારી જામીનગીરી છે. હું કાંઇ ભીખ નથી માંગતો. હું તો છ ટકાનો તમુને ડાહુમ દેવશ, સમજીયા?

ગુસ્તાદજી—ઠીક છે ડાક્ટર, એ ઉપર હું વીચાર કરીને—
ક્યું, ક્યું, બાંદા? ક્યા હુવા?

[ ચોકાપરનો ભૈયો બીંદા દોડનો આવે છે.]

બીંદા—શેઠજી બડે બાઇજીકુ તાણ હુવા હય. શીરીનબાઇ બાહેર ફીરનેકુ ગઇ—ઇસ લીયે, બ્રટલેરનેં હુમકુ ભેજ દીયા. બોલા શેઠજીકુ જલદી બુલા લા.

ગુસ્તાદજી—એનું સત્યાનાસ થાય! વરી પેલી ધાંખ્મરીને હીસટીરીયા થયોછ. અહીં આવ્યા પછી પીરોજ વરી એમ બેમાન લઇ બેઠીછ.

અદી—પીરોજ! પીરોજ કોણ?

ગુસ્તાદજી—એ પીરોજ તો છે તે શીરીનની માય. બેઉ જણાં પાસે ગુલાબવાડીમાંજ રહેછ.

અદી—(ચોંકીને) શું? શીરીન ગાંધી અહીં આવીને રેહીછ?

ગુસ્તાદજી—હા, પાસેના મોટા બંગલામાં રહે છે. હું શીરીનને વાતી ને વકીલ થઇને અહીં રેહુંછ પણ હા ખરા, ડાક્ટર, છતા અહીં તમે છેઓ તે જરા આવોની, જોવોની, આય ડોસીને કંઇ બીચારી માઇને સમી કરોની? હું તમારી ફી આપશ. પાંચ પાંચ દાહડે એને એમ હીસટીરીઆ થયા કરશે તે કેમ પરવડશે?

[ગુસ્તાદજી અંદર જવા માંડે છે]

અદી—(બાજુએ) શીરીન ગાંધી? મારા હકનીપર તરાપ મારનારી કમબખ્ત છોકરી અહીંજ આવીને રેહીછ? પણ હું અંદર જાઉં કે નહી? I must go. મને મારા પ્રોફેશન તરફથી જોવું જોઇયે.

[અદી ગુસ્તાદજીની પુઠે અંદર જાયછે. બીજી બેરથી મેહરનોશજી વજીફદાર મુસાજી કારભારીના છુપા લેબાશમાં ભરાતો છુપાતો દાખલ થાય છે.]

[શીરીન બાહેરથી ફરીને હસ્તે મ્હોંહે
ગાતી આવે છે.]

શીરીન—ખુબી તાહરી ન્યારી—મુજને સદા છે પ્યારી!
ભુલવે છે શાંન ભાન—હું નીસાર દીલોજાન !—ખુબી.
ખુબી તાહરી ગાતાં નહીં પાર તેનો આવે,
માલિક, પાર તેનો સાર કોણ બતાવે?
કરે કેમ કદર માનવી નાદાંન!—ખુબી.
લીલા તાહરી જોઇ ખાકસાર સર નમાવે,
તાહરા વગર, ખુદા! (એ) અવર[1] કોણ જમાવે?
કરે કેમ પીદા માનવી ના જાંન?—ખુબી.

મરે પગ દુખી આયા. આજે તો મુંઇ ઘણીજ લાંબી લટાર મારી આવી. (સોડ કહાડી નાખે છે) મરેર અમારાં નસીબનીબી કાહણીજ થઇ ગેઇ જો. કોઇ મેહરનોશજી વજીફદાર નામના પૈસાવાલા અણજાણા એકમ પારસી કહેજે મને બધી દોલત આપી ગીયા ને અમારે દાહરો ફરી ગીયો. માયજી કેહછ કે આય ગુસ્તાદજી વકીલ મારા એકજીકયુટર છે ને તેથી તેવણ જેમ કહે તેમ મારે કરયા કરવું જોઇયે. પણ આ મને તો જરાક થઇને એવણ ગમતા નથી. માયજી તેવણથી એટલાં બધાં કાંય બીહતાં હોશે કોણ જાણે? એ લેઓ, નામ દેતાંને વાર વરી સુવો આવી લાગો પાછો.

[ગુસ્તાદજી આવે છે.]

ગુસ્તાદજી—કેમ, પોરી, તું ફરી આવી કે? એબલી એબલી એ શું રખરપતી માંડેલી હે? આય તારી માયનો જીવ પાછો બીગરેલો તે ડાકટર અરદેશર વજી-ફદારને અંદર લઇ ગેયલો.

---

૧ બીજું.

[ ડા૦ અદી આવે છે ]

અદી—એવણ હવે તદન સારી કાની છે. જરા આસાએશ
લેવા દેજો—એ કોણ

[અદી શીરીન એકએકને ટગર ટગર
જોયા કરે છે]

ગુસ્તાદજી—એવણ? એવણ શીરીનબાઇ ગાંધી! તમારા કાકાના
રૂપીયા હોઇયાં કરી જઇને તમુને વાપર વખાતા
કરી મુકયાની તે શીરીન ગાંધી એ રેલી. બરાબર
જોઇ લેવ, બા! (હસે છે.)

અદી—(બાજુએ) આય શીરીન ગાંધી! આય મારો હક
ડુબારનારી શીરીન ગાંધી!! માઇ ગુડનેસ, વોટ
આ બ્યુટીફુલ નાઇસ ગર્લ!!

શીરીન—(બાજુએ) કેવાં મજાના સોભઇતા છે—અં?

ગુસ્તાદજી—પે! એમ બે જણાં ગંગેટઇ શું ગીયેલાં? શીરીન,
આય ડા૦ અરદેશર વજીફદારને ઓરખેછ કે?
તું એવણના કાકાના પૈસા પચાવી બેઠી તેથી
એવણ તારી ઉપર વાઘ જેવા ડોરા કાહારીને
જોયછ! હે—હે.

[ હસે છે—અદી ખુબ કચવાય છે ]

લે ચાલો મને હમણા કામ છે તે બાહેર જવાનું
છે. ડાકટર, પેલી વાતને સારૂ કાલ પરમ પાછા
મને મલી જજો. જોઇશું—વીચાર કરશું—સાહેબજી.

[ ગુસ્તાદજી જાય છે ]

[ અદી શીરીન ગમ જોય છે, શીરીન
શરમઇ જાય છે ]

અદી—મીસ ગાંધી, તમારી સાથ આજે મારી મુલાકાત
થઇ તેથી હું ખરેખર ખુશી થયોછ.

[ પીરોજબાઇ આવી શીરીનના હાથમાં એક દસ રૂપીયાની નોટ મુકી તેણીના કાનમાં કાંઇ કહે છે ]

**અદી**—(બાજુએ) આય શીરીન ગાંધી? એની ઉપર કહેર છુટવાને બદલે મારૂં દીલ જાણે એની ઉપર એવું દોરેછ કે—આહ! બચ્ચા અદી! એ છોકરી પેલી કેટી દાવરને જગે હોતે!!

**શીરીન**—(શરમાતી શરમાતી)—જી, માયજી મને કહેછ કે તમુને આય તમારી ફી—આય લેજોજી.

**અદી**—ફી? તમારી પાસથી ફી લેઉં? તમારી પાસથી શીરીનબાઇ!—નહીં, ઠેં કયું—એ હું લઇ શકતો નથી.

**શીરીન**—તમે મારી પર ગુસ્સે તો નથી કેની, ડાકટર? મને આય તમારા કાકાના રૂપીયાની ખબરજ નહી ઉતી.

**અદી**—શીરીન-શીરીનબાઇ, પરવરદેગારનો હું મોટો ઉપકાર માનુંછ કે મારા કાકાએ તમુને પોતાના વારેસ તરીકે પસંદ કીધાં! ગુસ્સે થવાની વાત કરોછ? આહ, તમારી ઉપર ગુસ્સે થાઉ!

**પીરોજબાઇ**—શીરીન આય ડાકટરે મને હીસટીરીયામાંથી મજાની હુશીયાર કીધી. ડાકટર, કંઇ આહે કાફી લઇને તો જાવો.

**અદી**—નહીજી માફ કરો. મને કંઇ જોઇતું નથી. ઠેંકયું, શીરીનબાઇ—તસ્દી ના લેઓ.

**શીરીન**—માયજી, ડાકટરની દવાથી તમુને આટલો ફાયદો થયો તારે એવણને ઘરી ઘરી આવવા કેહોની.

**પીરોજબાઇ**—હા બા, ડાકટર, જરા આવ્યા કરજો મરૂં. તમારા હાથથી મને ઘણોજ ફાયદો લાગેછ.

**અદી**—તમો માય દીકરીની મરજી છે તો હું તમોઆયજીની તબીયત પુછી જયા કરશ. ચાલો, તનદરોસ્તીમાં રેહો—સાહેબજી.

શીરીન—કાલે પાછા આવશો કેની, ડાકટર?

અદી—હા જરૂર આવશ, સાહેબજી.

[અદી જાય છે]

શીરીન—માય! ડાકટર કેવા મજાના ભલા ને લાયકીવાલા છે, ના?

પીરોજબાઇ—હા–મરે હુશીયારબી કેવા છે! પણ ખરા, સીલ્લાં, ગુસ્તાદજી કહેતા'તા જો કે તારે વાસતે એક કોઇ પારસણ મ્યુઝીક માસ્ટર એવણે આખરે આજે સહવારના રોકીછ. કાલ સહવારથી આવશે. ચાલ દીકરા—નાસ્તો જરા કરી લેતે.

[બંને જણા અંદર જાય છે, બીજી મેરથી મુસો કારભારી પાછો બાહેર આવે છે]

મુસાજી—(સ્વગત બેઉને જતાં જોઇને)—બચ્ચા મહેરનોશ! આય નવી મીસીબાબા સાથબી લાંબી વાત લેવાની છે. ચંડાલ ગુસ્તાદે કોઇ ભલતી પીરોજબાઇને મારી મેહેરબાઇ તરીકે થોડી બેસારી અને ભલતી શીરીનને પોતાનું રમકડું બનાવ્યુંછ. બીચારી માય દીકરીને નાપાક ગુસ્તાદને થોડી ખબર છે કે ગુલાબવાડીમાં તે લોકને આવકાર દેનાર મુંસલ્લા મુસો કારભારી બીજો કોઇજ નહીં પણ બંદા મેહેરનોશજી છે! (ખોટી દાહડી કાહડી નાખે છે) હું વેશ બદલું તો સગો બાપ નહીં ઓળખે તો આય હરામખોર ગુસ્તાદ કાંહથી પારખવાનો હતો! પેલા અદીબી આજે અહીં! આબાદ આય ઘડીએ! શાબાશ—હવે કંઈ વાતમાં રસ આવેછ ખરો!

(દાહડી પાછી પેહડી મેહરનોશજી જાય છે.)

---



અરદેશર વજીફદાર.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.



શીરીન ગાંધી.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

# સીન ૭ મો.

[ દેખાવ—ગુલાબવાડીનો ડ્રોઇંગ રૂમ—બારણાં પર તોરણો છે—ખોરશેદ હસતે મ્હોંડે દાખલ થાય છે.]

ખોરશેદ—( સ્વગત )—આય શીરીનબઇ સોરાબજી ગાંધીનું મકાન! પેલા જીભરૂં ડા૦ અરદેશર વજીફદારની સ્વીટી! ( હસે છે ). મરે—મને કોઇ કાતરયાંની ઘસેલી કેહ તેમાં નવાઇ છે? ( હસે છે ). ડાકટર સાહેબ તો કેઠા મજનુનનો અવતાર લઇ બેઠાછ—ને બીચારા પપાજી આમથા સુરત બેઠા બેઠા સુજમાં પોતાના રોજા ખોલેછ! (હસે છે ). આજે ચારેક દાહરા પર 'જામે'માં મેં જાહેર ખબર વાંચી કે ગુલાબવારીમાં રહેતાં કોઇ પારસી લેડીને વાસ્તે મ્યુઝીક શીખવનારી માસ્તર જોઇયેછ. હું સમજી ગેઇ કે કોણુને વાસ્તે મ્યુઝીક માસ્તર જોઇએછ. તેજ સાંજે હું જરા હીમત પકડીને ગુલાબવારીમાં પોતે જઇ કોઇ પારસી મેનેજર જેવા ઉતા તેવણુને મલીને મ્યુઝીક માસ્તર તરીકે રોજ સાંજના શીખવવા જવા ૩૦ રૂપીઆના પગારે રહેવા માગીયું. (હસે છે) ગેઇ કાલથી આય મારી ચાકરીપર આપરે લાગીબી ગીયાં અને શીરીનબાઇને ટયુશન આપવાનું શરૂ કીધુ (હસે છે).

[શીરીન સાલગ્રેહના ઠાઠમાઠમ, પીરોજબાઇ સાથે દાખલ થાય છે.]

શીરીન—ઓ ખરશેદબઇ તમે આયાં કે?

ખોરશેદ—હા સાલ મુબારક, શીરીનબઇ!

શીરીન—થેંક્યું! તમે આયાં તેથી હું ને માયજી ઘણાં ખુશી થયાંછ. આજે નાસ્તાપર આપરે આરજ જણ છેઇયે. એય ડાકટરભી આવતા હોશે. માયજી, હજુર એવણ કેમ નહી આયા?

પીરોજબાઈ—ઓવાય શીરીન! આય સુધ્ધાં પચાસ વખત તો પુછી રેહી! આવશે—પોતાને વખતે આવશે—એમ ખબર ખોઘામાં શું પરીછ? ડાકટરમાં ને ડાકટરમાં ઘેલી થઇ જશે.

શીરીન—(શરમઇને) માયજી તમેભી શું અમથાં!——ખરશેદબઇ, કંઇ હારમોન્યમપર વજારો—જો વરી! તમે પેલી ગઝલ વજાવીને ગાઓછ તે એવી મજાની લાગેછ કે જીવ બે ઘરી ખુશ થઇ જાયછ—વરી કંઇ વજારો!

[ખોરશેદ હારમોન્યમપર ગોઠવઇને બેસે છે.]

[બીજી મેરથી અરદેસર દાખલ થાય છે. શીરીન તેની આગળ દોડી જાય છે.]

પીરોજબાઇ—આવો બા, આવો ડાકટર.

[ડા૦ અદી ભપકામાં ડોકું નમાવી સલામ કરે છે.]

અદી—(શીરીનને શેકહેંડ કરતાં) સાલ મુબારક ઇચ્છુંછ શીરીન, ને મારી તરફથી આટલી નજીવી બર્થડે પ્રેઝંટ તારે વાસ્તે લાયોછ.

શીરીન—થેંક્યુ!

[એક રૂપાંના હાથાની પેરેસોલ શીરીનને આપે છે—શીરીન થેંક્સ માને છે—ખોરશેદ એક અતી

ઉત્તમ ગઝલ હારમોન્યમ પર
વજાડીને ગાય છે. અદી ડઘાઇને
સાંભળતો ઉભો રહે છે.]

[પીરોજબાઇ અંદર જાય છે.]

કેટી—જો કરમ કરીમે બક્ષી, તે પર ઇતરા ના કદી!
જો પઢી થયો તું ફાઝીલ–તોબી ફુગરા ના કદી!
જર જોબન ફાંની છે તો—મસ્તીમાં મલકા ના કદી—
બેજરૂર ગરૂર છે એ–નથી તે ટકવાનાં કદી!
ચઢી દરીયાવ ઉતરી જશે, આખર છે મરવાનાં કદી–
અદના ને આલા સૌ મરી આખર છે મલવાનાં દકી.

અદી—માઇ ગોડ! આય લેડી ખરેખર એક ગ્રાન્ડ મ્યુઝીશીયન છે. એવણ કોણ શીરીન!

શીરીન—મારાં મ્યુઝીક માસ્તર. તમે નહીં ઓરખતા?

અદી—નહીં. મને એવણ સાથે ઇનટ્રોડયુસ કરાવ—એવણને અરચણ નહીં હોય તો.

[શીરીન ખોરશેદ આગળ જઇ
તેણીનાં ખભાં પર હાથ મેલે છે.

શીરીન—ખરશેદબઇ, ડા૦ અરદેસર તમારી સાથ ઓરખાન કરવા માંગેછ.

[ખોરશેદ હસીને અદી ગમ જોય છે]

અદી—ખરસેદબાઇ!

ખોરશેદ—હાજી—કેમ છેઓ, ડાકટર અદેસર! એવણને હું ઘણી સારી રીતે ઓરખુંછ, શીરીન—પણ એવણ હજુ મને બરાબર ઓરખતા નહીં હોશે?

[અદી ધપ દેતો કે પાસેની ખુરસી
પર બેસી જાય છે]

અદી—તમે-તમે-આવું સરસ ગાઓછ ને વજારોછ] ખરસેદબઇ તમે! Goodness me! You are an extraordinary girl!

ખોરશેદ—(હસીને) Yes Doctor. It is my curious lot to be out of the common run.

[ખોરશેદ ઉઠીને એક બીજી ખુરસીપર જઈ બેસે છે.]

શારોન—શું છે, અરદેશર મારાં મ્યુઝીક માસ્તરને જોઇને એમ અજબ કાંય થઇ જગ્યોછ ?.

અદા—ગામઠીયા બોચ લોકોબી એમ ઉસ્તાદી ગાનુ ગાઇને વજાડી શકેછ ને એમ ઇંગ્રેજીબી બોલી શકેછ તે તો મારા જન્મમાં મેં આજેજ જાણ્યું !

ખોરશેદ—(હસીને) જી, તે દહાડે તમે મને બધાં લોકનાં દેખતાં જરબાનુ મોદીની પાર્ટીમાં ગામરેની ગોયનોને ગરબો ગાવા કહયોતો તે યાદ છે કે ? તેને બદલ જો પીઆનો કે હારમોન્યમ વજાડવા મને કહેતે તો તેજ દહાડે જાણતે કે ગામઠીયાં બોચાંબી થોડું ઘણું મ્યુઝીક જાણેછ.

શારોન—એક્ષકયુઝ મીઉંઅં—તમે લોક જરા વાત કરો. હું પાંચ મીનીટમાં આઉંછ.

[શીરીન અંદર જાય છે.]

[અદી ભટ કરતો બેસી જઈ પોતાનું કપાલ લુછે છે.]

ખોરશેદ—(હસીને) કેમ ડાકટર શું વીચારમાં પરીયાછ ? કાલે તમારી કેટી દાવર આવવાની છે તેના ખ્યાલમાં છેઓ કે ?

અદા—(દમામથી) અં, હા !—કોણ જાણે—આવશેજ તો !

ખોરશેદ—ચાલો, તારે કાલથી હવે તમુને અહીં ગુલાબવારીમાં આવવાની ફુરસુદ નહી મલવાની. બીચારી શીરીન કેવી નાસીપાસ થશે ! પણ ડાકટર, તમે ખરેખર ઘણાજ નસીબવારા છેઓ, અં—બધાં કહેછ કે તમે

કેટી દાવર જેવી પૈસાવાલી છોકરીને તુ–તુ કરીને બોલાવોછ ને તે પાળેલાં કુતરાંની કાની દોરી આવેછ ? કેહજે ઘણીજ હુશીયાર ને શીખેલી છે, ખરી વાત કે ? મને જરૂર ઓરખાન કરાવજો, અં.

[ અદી મીજાજમાં મુછ મરડે છે. ]

ખોરશેદ—મરેરે, મને કાહરનો એક અજબ ધખારો લાગીયા કરેછ—જો, ગુસ્સે ના થતા, હું ડાકટર—મકુંજે કેટી દાવર તમુને કબુલ નહી રાખશે તો ?

અદી—(ખુબ મીજાજથી) મને નહી કબુલ રાખે ! મને ? તારે કેવા એકની સાથ પરણવાની છે ?

ખોરશેદ—ઓવાય; તે તમે એવા તે કોણ દેવનું ડોકું પરીયા કે કોઇબી છોકરી તમારીપરથી ઓવરઇ પોવરઇ જાવ ? તમે પોતાને કંઇ ઘણાજ મોટા માણસ સમજત લાગોછ !

અદી—તમે ચેષ્ટા કરો તેની મને દરકાર નથી. હું સારા ખાનદાનનો શીખેલો નબીરો છેઉં—જુવાન દેઉં ને હું ધારૂંછ કે દેખાવમાં કોઇ રીતે હું ઉતરતો નથી. હવે વધારે શું કેહવુંછ ?

ખોરશેદ—નહી બા, બેઅદબી માફ કરજો, પણ મારૂં મત તો જુદું છે. તમે કોઇ વખત એવું બુખરાયલું ડાચું લઇને ફરોછ ને ભેજામાં એવી સત્તર ખાડીની રાઇ રાખોછ કે કેટી દાવરને વખતે તમે—

અદી—( ચીરડાઇને ) તમે હાથે કરીને મને આજે શું ફફરાવવાજ બેઠાંછ કે ? તમે કેહવા શું માગોછ ? હું છેઉં ને કેટી છઇએ તેમા તમુને વચ્ચે માથું મારવા કોણ કહેછ ?

ખોરશેદ—ડાકટર, તમુને આજ કાલની છોકરીઓની રીત ખબર નથી. કાંહ ઉંડા પાણીમાં તરે તે એ શોકના સગા બાપબી કોઇ વખત તો નહીં જાણે ! પણ તમે શું કામ ચીરડાઓછ ? કેટી તમુને પસંદ નહીં

કરે તો ભલા ગેઇ—(ઉઠીને અદીની અહાઅડ જઇ તેના કાનપર પડીને હળવેથી)—શીરીનબી કેવી મજાની રમકરી જેવી છોકરી છે, મં!

અદી—બસ–બસ! માઇન્ડ યોર બીઝનેસ!—હું વધારે વાત કરવા નથી માંગતો—

ખોરશેદ—વરી શીરીન પાસબી તમારા કાકાનો આપેલો પૈસો છે. તમારી તો એવીજ ફીલસુફી છે કેની કે ઓછામાં ઓછા પાંચ છ લાખના દહલાવાળું બીહલું હાથ નહીં લાગે તો પરણવુંજ નહીં?

[અદી અત્યંત બીજાઇને ઘરરર કરતો કે ઉઠી ઉભો થાય છે]

અદી—(ચીચવાઇને) હા—હા! એજ મારી ફીલસુફી છે ને એજ મારી સઉને શીખામણબી છે. તમારા, એવા અણુકાથી હું બીહ જવાનો નથી. જાલ ઉમરીગરનેબી હું દશ વખત એ સલાહ આપી ચુકોછ ને હજુબી આપશ—

ખોરશેદ—જાલ ઉમરીગરને?

અદી—હા, જાલ ઉમરીગરને! એમ અણજાણાં અમ્મા શાના થાઓછ? એ છોકરો હજુ પોતાની લાઇનમાં સેટલ થયો નથી તેટલાંજ પોતાના બાપની ઉપરવારો થઇ એ કોઇ ભીખારડી ભાભર ભુંજી બઇરીની ઝુસરી ગળે ઓરવવા માંગે એના જેવી બેવકુફઇ બીજી કોઇ નથી.

ખોરશેદ—બેવકુફઇ? અરે ઘેલાપણું—મેડનેસ!!

અદી—એને એવી રીતે ખુવાર થતો—સદાનો ફસી પડતો અટકાવવાની એના માય બાપની ને એક ખરા ફ્રેન્ડ તરીકે મારીબી ફરજ છે.

ખોરશેદ—અરે હાસ્તો—હાસ્તો!

અદી—એવા હુશીઆર ને ઉધરતા છોકરાઓને ગબ્બર બૈરી મળવીજ જોઇયે—સમજ્યાં?

ખોરશેદ—(બેહદ તીરસ્કારથી) હાં—હું સમજી, કેટી દાવર જેવી ગબ્બર બૈરી જોઇયે—શીરીન ગાંધીનાં જેટલી પૈસાવાળીબી નહીં ચાલે? ડાકટર અરદેશર વજીફદાર! પૈસાની ધુંધમાં તમે તમારી ગ્રહસ્થાઇબી ભુલી જાઓછ. દેખઇતી રીતે શીરીન તમુને ઘણી ગમેછ તોબી કેટી દાવરની દોલતને ખાતર તમે તમારૂં અંતઃકરણ વેચી નાખવા—તે છોકરીનું જીગર કચડી નાંખવા—તેયાર થયાછ—તમારે શરમાવું જોઇયે?

અદી—(સ્વગત) ડેશ ધીસ રેચ્ચેડ વુમન!!

ખોરશેદ—તમે તમારે મનથી ઘણા મોટા માણસ સમજોછ. પણ કેટી દાવરના પૈસાની ગરમી તમારાં ભેજાં પર એટલી ચહરીછ કે તમે પોતે કેવા બે બદામના આદમી છેઓ તે ભુલી જાઓછ. મારી સલાહ માનો તો કેટી દાવર આવે તારે તમે છેકજ ભુખરીબારસ થઇને તેની આંખમાં હલકા ના પરતા—કારણ હું ખાત્રીથી જાણુંછ કે કેટી તમારી ગમ જુઠઠાઇએ ઝાંખીને જોવાની નથી.

[ખોરશેદ ધસારાબંધ ચાલી જાય છે—શીરીન પીરોજબાઇ દાખલ થઇ અકળાઇને અદીનું મોહડું જોયા કરેછે.]

[ટાબલો—અંગ્રેજી મ્યુઝીક.]

## સીન ૮ મો.

[ તેહમુરસના ઘરનો ઓરડો—
તેહમુરસ સીસોટી ફોડતો આવે
છે—અને અંદરથી બારણાને
સાંકળ પોય છે ]

તેહમુરસ—હું ધારતો તોજ કે એ મવાલીઓ છેરઈ પરશે. મે જ્યારે કહ્યું કે માઝી બઈરી મને ડીનરપર જવા દેવા ના કહેછે તાહરે બાઈ જોવ!—Didn't I look silly! પોરીયાઓ મને ખાઇ ગીયા! વેલ I suppose there's no help! નાજુને છેરીને કાંહ ઉભો રેહું? લાંબો કારો ડગલો ને પાંઘરૂ પેહરીને છેક કોલાબે જવાતું છે—Bother this નાજુ!

[ ટુંકો દગલો અને ફેલ્ટ હેટ કાહડી ટીપઇપર ફેંકે છે ]

ચાલ—બા—ચાલ, ઉઘાડ કબાટ ને કાહર લાંબો ડગલો!

[ અંદરના ઓરડામાં જવા જાય છે બારણામાં પેસતાંજ ઉબરપર એક બાઇને ચમકી ઉભો રહે છે અને ડોળા ફાડી અંદર જોયાજ કરે છે—પછી પાછો બાહેર ધસી આવે છે ]

ઉહ અહોઇ! અંદર તો કોઇ યંગ લેડી છે! મજેથી સોર બોર કાહડીને સોફાપર અરડાઇને ચોપરી વાંચેછ! (પાછો ચીમાઇને જોય છે.) કોઇ ફાંકરુ બઇરૂ છે—બાઇ જીંગો! કોણ હાશે? કોઇ નાજુની શઇ હોશે? રાસ્કેલી કાંહ મરી ગીયો! પણ સત્યાનાશ ગઇ અહીં સીટીંગ રૂમમાં બેસવાને બદલે અંદરના ઓરડામાં



તેહમુરસ રૂસ્તમજી દીવેચા.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

કાહ ભરઈ સુઈ! કોઈ આવી આવી લાગે તો, તો શું સમજે?—ઉહ અહોઈ!

[પાછુ ચીમાઈને જોય છે અને નાનો ખુંખાર મારે છે.]

**ફ્રેની**—(અંદરથી) કોણ છે?

**તેહમુરસ**—(બહારથીજ) નહીં જી—એ તો હું છેઉં. મકું—છે તે જી—અહૈંહંહં! (પાછો ખંખાર મારે છે)

[ફ્રેની બાહેર ઉંબરપર આવીને ઉભી રહે છે. બે ચાર પળ બેઉ એક બીજાંને ટીકે છે—પછી ફ્રેની હરખથી અને અજાયબીથી પોતાના બે હાથ પોતાનાં ગળાંપર મુકી બુમ પાડી પડે છે]

**ફ્રેની**—આ! તેહમુ!!

[તેહેમુરસ ચોંકીને બે ડગલાં પાછલ હટે છે)

**તેહમુરસ**—(સ્વગત) તેહમુ??—What on earth does she mean?

(ભખરાઈને ફ્રેનીને ટગર ટગર ટીકયા કરે છે—ફ્રેની તેની લગોલગ આવે છે)

**ફ્રેની**—આ મારા ખોદાય! તેહમાં!—આય શુ ફેરફાર! મેં તો તમુને પેહલાં ઓરખ્યાબી નહીં! એટલા વારમાં કેટલા ચેન્જ થઈ ગીયા! I can't believe my eyes, તેહમુ ડીયર—સાચું કેહું છ!

(તેના હાથને વળગે છે—તેહમુરસ ભડકે છે.)

**તેહમુરસ**—(સ્વગત) અરે આય બઈરીતું ધસેલું છે કે શું! પણ એ છે કોણ? મને તેહમા ને તેહમી શાની કરી

મરેછ? (મોટેથી જુઠું હસીને) આહં—હે—હં—હં? છો તમે મને ઓરખોછ કે?—હે—હે—હં—

(ફ્રેની તેહમુરસના બે ખભાંપર બે હાથ મુકે છે)

ફ્રેની—ઓ વાય! આય શું કેહવાયું! ડ્રેસ બદલ્યો તેથી વરી રમુજીબી થઇ ગીયા કે—એહં! હી—હી—હી લુબ્બા! (તેના ગાળપર ઘણીજ ખુશાલીથી એક નાનો તમાચો મારે છે) પણ તેહમા, how handsome you look now! ડીયર!!

(તેને પાછી વાહલથી વળગે છે)

તેહમુરસ—(હળવેથી છુટો થતાં)—ઉહઅહોઇ! What a thundering fine girl! મને લાગેછ કે અહીં કંઇ જબરદસ્ત ઘોસ્મોટાલો થાયછ? પણ એ કોઇ બીજાને બદલે મને સમજતી તો નહી હોય? Oh no—તેહમુ તેહમુ કરી મરેછ તે જોયું કેની—(મોટે) અંહં—હં! પણ—પણ—બાનું જરા મને કહેશો? તમે મને ઓરખોછ? મારું—છે તે—આરી આખર શું છો?

ફ્રેની—(ધુમ કુલવઇને હસી પડે છે) ઓ એટલા બધા કોમીક કેદારના થઇ ગીયા! હી—હી—હી! હું તમુને કાંહ ઓરખુંછ, ઓરખુંછ! નહીરે—હું તમુને મીસટર દીવેચા?—હી—હી—હી! હું તમુને ઓરખતીજ નથીજી—હી—હી—હી—! (હસે છે).

તેહમુરસ—(ચોંકીને ફગલાઇ જઇ) મી૦ દીવેચા! માઇ ગુડનેસ! આય પોટ્ટી મને બરાબર ઓરખેછ! પણ હું એને કાંહ અગાઉ મલેલો! I am damnd if I remember! આય તો કંઇ ગરે પરવાની વાત છે!—

[ ફ્રેની તેહમુરસનો હાથ ખેંચી તેને સોફાપર બેસાડે છે અને પછી તેનાં પાસામાં ભરાઇ બેસી તેની ગરદન આસપાસ હાથ વીંટાળી ઘણા વાહલ અને ખુશાલીથી તેના બાલ પર કીસ લે છે ]

તેહમુરસ—( બાજુએ ) ઉહોઇ !

ફ્રેની—તેહમી, માઇ લવ, આજે તમુને આય—અવતારમાં જોઇને મને જાણે દીલમાં પાનસેર લોહી વધ્યુંછ—ચાલોની તો, એમ નાટક શું કર્યા કરોછ? મને કેહોની? તમારાં પેલાં આલીફુઇ કોણ છે તાંહ તાહરે નહીં ગીયા કે?

તેહમુરસ—(બાજુ) યેહ? આય છોકરી છે કોણ પણ તે? એ બધું કાંહથી જાણેછ? I really can't—understand! ખએને કોઇ આવી જાય?

[ ફ્રેની તેનો હાથ ચુમે છે ]

તેહમુરસ—ઉઅહોઇ! અરે પણ જરા ઉભાં રેહોની તો! -તમ્ખો શું મને બધો ગુંગાવી નાખોછ! મને પેહેલાં કેહો, તમે મને કાંહથી ઓરખોછ? ને અહીં કાંય આયાં ?—

[ બહારથી ઇલેક્ત્રીક કોલબેલ વાગે છે ]

તેહમુરસ—( એકદમ ભડકીને ઉઠીને ) યેહ! એ કોણ? અરે કોઇ આયું! ( બાજુએ ) Oh Heavens! ખએને નાજું આવી લાગી હોય!

[ બાહરથી નાજાંના બાવા બાપુજીનો મોટો અવાજ સંભળાય છે. ]

બાપુજી—( બાહરથી ) નાજું! નાજાં!—અંદર કોઇ છે કે નહીં!

[ જોરથી કોલબેલ પાછો વાગે છે ]

તેહમુરસ—( અત્યંત ગભરાટમાં બાજુએ ) મોહરમોકાણ! આય તો મારો સસરો! નાજુના બાવા બાપુજી! ઠાર મુવો હવે!

ફરેની—( અજબ થઇ ) શું છે તેહમાં? કોણ છે? એટલા ગભરાવોછ કાંય, ડીયર?

તેહમુરસ—( આકળામણમાં ) અરે એ તો બાવાની નાજુ છે—અરે નહીરે નાજુના બાપુ છે—અરે છે તે—હવે શું કરીયે, અં!

ફરેની—( વધારે તાજુબીથી ) એોવાય—પણ શું છે શું? એટલા ભભરાઇ શાના જાઓછ! નાજુના બાપુ ને બાપુની નાજુ કોણ?—એમ શું આજે ડોરા બારોછ, જો! જલદી બોલોની તો!

[ પાછો કોલબેલ થાય છે ]

તેહમુરસ—(બાજુએ) બચ્ચા તેહમુરસ! ફસ્યો! આય ઢાંખરો મરે પાછલી રાતના! એ કાંહ કવાબમાં હારકું નહી મુવો! એ હવે શું કરૂં—હેંગ ઇટ. સમજબી નહી પરતું!—

[ અહીંથી તહીં દોડયા કરે છે—પાછો કોલબેલ થાય છે. ]

બાપુજી—( બાહરથી ) નાજુ! તેહમું!! કોઇ અંદર સુવું જીવતું બચીયુંછ કે નહીં?

ફરેની—અરે આજે આય પારસીનું માથું જરા ખીસેલું લાગેછ! ઉંધારોની તો બારણું! એમ સાવજની કાની ઝુંગેટાયા કાંય કરોછ પણ તે? શું છે શું! કંઇ સમજ પરે! લાવો હું—

( ફરેની બારણું ઉઘાડવા જાય છે—તેહમુરસ તેણીને બાજુમાંથી પકડી પાછી ખેંચી કાહડે છે. )



તેમુલજી રૂ. દીવેચા.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર બી. એ.



ફેની તેમુલજી દીવેચા.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

તેહમુરસ—અરેરેરે! નહીરે નહીં. એ તું શું નાદાની કરેછ? આપરા બેઉનો જીવ જવાનો સોદા કરેછ કે?

ફરેની—(ચકીત થઇ) ઓવાય! કાંય? ભસોની જલદી!—

[બારણું ઠોકવાનો અવાજ જોરમાં આવે છે]

તેહમુરસ—(બાજુએ) હવે બસ લગાઉ કંઇ ઠીંગરૂં! (મોટેથી) જોની ડીયર, એ પારસી તો ઘેલો છે ઘેલો? એને બસ એમજ ધખારો આજે મુદત થઇ ભરાઇ બેઠોછ કે હું એની નાજાં કરીને કોઇ છોકરી છે તેની સાથ ઘણાં વરસ પર પણવા કબુલ થયલો ને પછી ફરી ગીયો! તેથી એ મારી પુઠે આજે કંઇ વખત થયા લાગેલોજ છે!

ફરેની—(અંદર જતાં જતાં) મરેરે મુવો મેઠ! ઓજીઓ જુલમજ તો! ઉભા રેહો—બીહોછ શાના? એ મુવાને હું બરાબર ઠેકાણે લાઉંછ.

તેહમુરસ—(સ્વગત) સટક બચ્ચા તેહમુ, હવે અહીંથી નહી તો છુંડો થઇ જશે! પછવારેને દાદરથી સટકરે માય્યારા બાઆઆપ!—

[ફરેની ઝડપમાં બારણાં ગમ જાય છે,—તેહમુરસ પાછલે બારણે સટકી જાય છે, ફરેની બારણું ઉઘાડે છે.]

[બાપુજી ફફડતા ચટકતા અંદર આવે છે—ધુરકા ધુરકી!]

બાપુજી—(તરડાઇને) વાટ નોનસન્સ! એ તે કંઇ રીત છે? એ કેટલો બધો વાર લગારયો?—યેહ? એ કોણ?— બાઇ, તમે કોણ છેઓ?

ફરેની—(ઘણીજ ચીરડાઇને) કોણ છેઓ! તે તમે પુછવા વારા કોણ થાઓછ! હું ગમે તે છેઉં તેની સાથ

તમુને શું પંચાત ! ( બાજુએ ) જો સુવી મારી સાથબી દમ દાટી કરવા આયોછ તે ! (મોટેથી) એઇ સીટ–સીટ ! કાકા વાલપાખરી ! મારા તેહમુંની સાથે દમ સમ કરયા કરોછ તે કંઇ અહીં બહીં જોવા ના જતા—સમજયા કે ?

બાપુજી—( બાજુએ ) મારો તેહમું ! નાજુની ઘેરહાજરી એના ઘેરમાં આય અણજાણી બઇરી કોણ ? એ આય હું શું જોઉંછ ! ( મોટેથી ) જરા મહેરબાની કરીને મને કેહશો કે તમે કોણ છેઓ ? ને અહીં મારા જમઇના ઘેરમાં શું કરોછ ?

ફેરેની—( ઘણીજ ઉશકેરાઇને બાજુએ ) જોયું કેની ! સુવા ચગડોલને એજ હજુ ધખારો છે. ( મોટેથી ) તમારો જમઇ ? સુવારે તું સસરાનો થતો ! સુવા ચક્કર ! એ તારી હુશીયારી બીચારા તેહમુની આગળ ચલાવજે. અહીં તો હું તારી સુઇ નાજુ ફાજુ કોણ બરેલી છે તેના બેઉ ડારા ખેંચી કાહરવા બત્રીશ દાંતવાળી બેઠેલી છેઉં—સમજયો ?

બાપુજી—( હેબતાઇને ) હેં ! આય ઓરત દીવાની છે કે શું ! પેલા ચંડાલ સુંજી કાંહ છે ? ( આજુબાજુ જોઇને) છટકી કેવો ગીયો જોવની ! (મોટેથી) તમે મોહનું સંભાલીને વાત કરો–તમે મને ઓરખતાં નથી—

ફેરેની—અરે જારે સુવા મેટ ! મને તારી શું દરકાર છે ! ( ચીચવાઇને અચબુચ પોતાની પેરેશોલ ઉંચકીને ) બસ નીકલ એકદમ—નહીં બસ નીકલ ! નહીં તો મારૂં માથું ખરેખર ફરી જશે તો—ચાલ નીકલ—નીકલ—બસ નીકલ બાહેર અબઘરી !

[ બાપુજીના આંગપર જઇ પોતાની છત્રીના હાથા વડે તેવણુને અઠોબઠ મારે છે. બાપુજી ગોથાયારાં ફરી

મેલ છે—પણ ફરેની તો મારયાંજ કરે છે. બાપુજી અંતે કલાબકોર કરતા ધસારા સમેત બાહેર ચાલી જાય છે.]

બાપુજી—કાંહ છે પેલા નાપાક કુતરો! એનો તોટો પીસશ? એ તે કંઈ રીત છે! બેશરમ નીચ હવસી બુટ? આટલી હદ સુધી વીખરી ગીયોછ! શું જુલમની વાત છે! એનો જીવ લેવશ—નાજાંખી કાંહ ગેઇ—વોટ નોનસનસ! (જાય છે)

ફરેની—(ફુંફારા મારતાં તથા હાંફતાં) જો મુવો મારી સાથ દાઠી કરવા આયો' તો તે! અહંહં—મને એ ઓરખતો નથી! કંઇ નહીં મુવાની બરાબર ખાતર જમા કીધી—હવે બોડજ ભુલી જશે.

[જરા નરમ પડીને અહીં તહીં જોઇને ગંભીર અવાજે]

પણ તેહમુલજી કાંહ ચાલી ગીયા! મરે આજે એમ શું કંઇ એવણે ડોરા બારીયા?—રપેને વરી કંઇ એવણના બરીયાં ઘેલાંપણાનાં દરદનો એટેક ફરીથી થવાની નીશાની હોય! મરે—એવણ કાંહ જતા રહયા? આય પેલા મુવા પારસીથી બીહને બીચારા નાહસી ગીયા હોશે—અં!

ફરેની—સંકળ સફળ સમજો ભવ સારો નર નારી,
પામો શાદીથી જાનનીસારી–તે આબાદી છે ન્યારી!
જામો ભવસાગર તરી, રાખી જાણો પ્રીતી ખરી,
પામો તમ પ્રેમભરી, જાદુભરી જોડી પ્યારી.

ચાલ બા અંદર બેસ્તે. તેહમુલજીના ભઇ બોજંઇખી કોણ બરીયાંછ જો! તે લોકખિ આવી નથી મરતું—

[અંદર જાય છે]

---

## સીન ૯ મો.

[ કોલાબા સ્ટેશનનો અંદરનો દેખાવ—
પ્લાટફાર્મ ઉપર કુલીઓ તથા
પોરટરો અને બીજાં લોકોની
ધમચકરી—છે.]

[સુરતની મેલ આવી પુગવાનો વખત
છે ! સહવારના સવા આંઠ વાગતે.]

[અદી સ્ટેશનની અંદર ચોગાણમાં
આમથી તેમ લટાર મારે છે.

અદી—(સ્વગત)—(ઘડીયાળ કાહડી જોય છે)—આંઠને વીસ તો થઇ ! બીજી દશ મીનીટમાં ટ્રેન આવશે, ને પછી બેજનજી મામાને તેવણના હોવઇ નવઇનાં દીકરીજી કેટીબાઇના પેહલવેહલાં દરશન થશે ! (ઉદાસ જીવે હસે છે) લોક કેહછ કે લક્ષાપતી મામાની એક પુરી વારેસ ખુબસુરત કેળવાયલી દીકરી—આખાં ગુજરાતમાં વાખ્ખવાખ્ખી પામેલી કેટી દાવરનો હાથ જીતી જવા માટે હું ભાયગશાલી છેઉં ! પણ—ઉંહ !—મારા દીલમાં આજે ઉલટ કેમ નથી ? મારૂં મોહનું તો ઉમંગથી મલકાઇ જવું જોઇયે—તેને બદલે !—

[ લાંબો ઉંડો નીસાસો નાખી નીચી
મુડીએ પાછી લટાર મારે છે.]

લક્ષ્મી ચાલી ચલાવીને ચાંદલો કરવા દોડતી આવેછ પણ મારૂં દીલ હસ્તું નથી. બાપ જનમમાં મેં તો બાપ દીકરીને જેયાંખી નથી ! હલ્લો જાલ ! યુ ડીઅર !

[ સામેથી જાલ ઉમરીગર હળવે
હળવે ચાલી આવે છે. અદી
અચરતીથી ઉઠી ઉભો થાય છે. ]

જાલ—હું ત્રેનની વાટ જોઉંછ—આજે જરા લેટ થઈછ

અદી—મારા મામા બેજનજી દાવર સુરતથી આજે આવેછ, તેવણુને લેવા આયોછ!

જાલ—ઓ તારી કેટી દાવરના બાવા! તારે તો સુરતની એ પ્રખ્યાત "બ્યુટી" બી સાથે આવતી હોશે? જરા આપરેખી જોઇશું કે એવી તે કેવી ફાંકડી ફલકસુર છે!

અદી—પણ તું કાંય સહવારના પોહોરમાં અહીં ભુલો પરીયો જાલ!

જાલ—પારડીથી બમનજી મેહતાબી એજ ત્રેનમાં આવવાના છે. બોરશદે મને કહયું તું કે હું વખતસર સ્ટેશન પર આવશ—પણ હજુર એ આવી કેમ નહીં! ચાલ—ત્રેન આવી—સાહેબજી!

[ અદી તથા જાલ જાય છે. ]

[સીનેમેટોગ્રાફ સીન—ત્રેન સ્ટેશનમાં દાખલ થાય છે—ત્રેનમાંથી પાસીનજરો ઉતરવાની દોડાદોડ ચાલે છે.—સીનેમેટોગ્રાફ સીન પુરો થાય છે. ]

[ સ્ટેશનનાં આગળા ચેગાનનો પાછો દેખાવ. ત્યાં બેજનજી-રતનજી—માણસો—છેલ્લે કેટી દાખલ થાય છે. કેટી દુરથી સામાન સાથે ફાંફાં મારયા કરે છે. પછવાડેથી અદી તથા જાલબી ત્યાં આવી લાગે છે.],

બેજનજી—( પોકાર મારી ) હરામખોર! નાપાક કેટલો વખત લગારેછ! એક પેટી ઉંચકતાં એટલો વાર! કાંહ મુવો પેલો રતનજી! યુ સુવ્વર! તાંહ શું ફાંફાં મારેછ!

રતનજી—આયો, સાહેબ, આયોજી!

બેજનજી—એઇ ગધ્ધા! મારા ડરેસીંગ બેગને ધસારો નહીં લાગે—નહી તો માથું ભાંજી નાખશ. કોહુથી એવા હુજાનો મનેબી મળેછ—(અદીને) કેમ બા શુ કેહોછ! એ જીવ પર ઉભા રહીને ગધેરાની કાની ટીકયા શું કરોછ?

અદી—હું અરદેશર છેઉં, મામા.

[બેજનજી ડોળા કકડાવી અદીને ટીકે છે.]

બેજનજી—અં? તમે મારા ભાણેજ અદેસર છેઓ! તારે મારા સાહેબ ભરી મરીએ કેની! એમ ઉજબખ જેવા સામબે ઉભા રહો તે હું કેમ જાણું?

અદી—સાહેબ, હું મકુ જે મારી સખી તમુને મલીછ એટલે—

બેજનજી—એજું ના ખાઓ, બા! એક તો આખી રાત ત્રેનમાં કાહુરતાં દમ આખર આયોછ. તમારી સુરીયાની સખી શું હું હાથમાં લઇને ફરીયા કરૂં કે? કેટી! એ તાંહ શું કરી મરેછ? અહીં આવ જલદી! છે તે મી૦ અરદેશર તમારા જેવા ઇસ્ટુપીડ ગધેરા બીજા કોઇ નહીં હોશે. કેટીને વારતે મને કાગળમાં એક બોલ તો લખતે? જાણે એ દુકતી જીવતીજ નથી! તમે બેઉ જણાએ મને ઘણુંજ નાસીપાસ કીધોછ. મારા સાહેબ, ઉજમારા ઉખરા જેવા અહીં આયા તારે એ પોરી સાથે વાંદરેજ કાંય નહીં આયા?

અદી—વાંદરે? મામા હું કંઇ સમજતો નથી. વાંદરે કાંહ—

બેજનજી—તમારામાં દોઢયાંની અકલ હોય તો સમજો કે? એ દુકતી સવારનાં પોહોરમાં આયા સાથ એકલી વાંદરાના સ્ટેશનપર ધસરડી આવી—જાણે બાપને અરધા કલાક પછી મળતે તો જીવ તુટી પરતે!! યેહ? પણ એમ મટની કાની ડોરા ફાડીને મને જોયા શાનું કરોછ! કેટી? એકદમ આહીં આવેછ કે નહીં—

અહી—(ગભરાઇને સ્વગત)—કેટીની સાથે વાંદરે આવે ? એ મામા એમ શું ફાટું ફાટું બેંકયા કરેછ ?

[કેઠી નજદીક આવે છે. બહુજ સ્ટાઇલીશ લેબાસમાં છે. અદીની ગમ તેણીની પીઠ છે.]

બેજનજી—કેઠી ! આય તારો સગો અહીં ઉભોછ ! કાતરીયું ઘસીયું હોય તેમ કમબખ્ત કાહરનો મારૂં કોઠું જ ભોપીયા કરેછ ! જાણે મારા મોહનાપર હીરા જ઼રીયા હોયની ! એને જરા સમજાવની !

[કેઠી હળવેથી રોકું ફેરવીને અદી ગમ જોય છે.]

કેટી—કેમ છેઓ, ડાક્ટર અરદેશર વજીફદાર ! સારીકાની તો છેઓ કેની ?

અહી—ખરસેદબાઇ ? ઓહ માઇ!!

જાલ—ખોરશેદ ? માઇ ગોડ!!!

[ધોધારી સાદે મોઠી બુમ પાડીને અદી તથા જાલ એકદમ એક બે ડગલાં પાછળ હઠી પોતાની સામે ઉભેલી ફકોરાબંધ ફેશનેબલ ગુલબદન નાર સામુ હરણફાર થઇ જોયા કરે છે.]

[લાઇમ લાઇટ]

(ટાબલો!—ઇંગ્રેજી મ્યુઝીક.)

# એક્ટ ૨ જો.



## સીન ૧ લો.

[ દેખાવ—પાંડે સેનેટેરીયમનો ઓટલો ]

[ કેટી અને જાલ આવે છે. ]

કેટી—( હસીને ) જા બા, ખોદાયને ખાતર એમ ધુંધ-રાયલું મોહોતું કરીને ના ફરયા કર ! સુવું મને હસવુંજ આવેછ. ( તેની આગળ જઇને ગરદન આસપાસ હાથ વીંટાળે છે. ) મને કહે—જાલ ! શું તુંને આ તારી વીંટી પાછી જોઇયેછ ?

જાલ—ખોરશેદ !———

કેટી—હવે મારૂં નામ કેટી છે. બોલ, તું તારાં વચનથી પસતાતો હોય તો આય વાહલાંમાં વાહલી ચીજ હું તુંને પાછી આપી દેઉં !

જાલ—કેટી ! તું મારી મશકેરી કરેછ ! આય વીંટી તુંને આપવાનો મને હકજ નથી !

કેટી—ને પાછી માંગવાનોબી હક નથી. તું મને હજુર બરાબર ઓરખી નથી શકયો, જાલ ! શું મેં એશકી કપરાં પહેરયાંછ તેથી હવે હું બદલઇ ગેઇછ ?—

જાલ—( કેટીના બેઉ હાથ પોતાના હાથમાં લઇ ) એમ શું બોલછ—મારી કેટ ! આહ—જો તારી ખરી હાલત તેં મને પહેલાંથી કેહી હોતે તો હું તારેથી દુરનો દુર રહેતે———

કેટી—ષટ! તાહરે ઝુંપરાંમાં રહેવાની મીઠી મીઠી વાતો આપરે કેમ કરતે? (તેના ગાળ પસવારતાં) જાલ, પૈસાનો જરાખી વિચાર રાખ્યવા વગર, તું જે રીતે મારી સાથ વાત કરતો તો'તો તે મને એટલું ગમતું'તો કે મારા પપાની સુંધ ઢગલેધેર દોલતને વચમાં લાવવાનું મારૂં દીલ ચાલ્યુંજ નહીં. એક વખત નું દીલ તું આપી ચુકો—હવે તે પાછું લેવાશે નહીં—જાલ!

દીલંથી બની એકદીલ તું—હવે બેદીલ જો થાએ,
અગન આએ માહરાં દીલની દીલમાં કેમ સમાએ?
પ્યારની બેડી બાંધી,
કીધી જો કેદી તેં,
છોડી ના જાની, ઓ જાંની,
માહરૂં દીલ ભેદીને!*

જાલ—ઓ સ્વીટ ગર્લ,
કરની—ધરની ખ્યાલ જરા!
મુફલીસ હું—માલેતુજાર તું—
બસ તું કેહે—
કેમ મલી શકે એવો એ મેલ—
ખ્યાલ તો કર, લવ! મલે કેમ પાણી ને તેલ?

કેટી—ઓ જાલ-જો
મોહબતની મકતબમાં હું શીખી પાઠ પ્યારનો,
ઓ નીવારીને—ના વીસારી દે,
અલગ તે કેમ થાએ તું—છોરી જાએ શું?
રાખી સદા તુંજ ગોદમાં—પ્રીતનાજ કેહ તું કલાંમ,
મોહોબતની એ મુજ આરજુ—
માની તું લેજે તમામ!
કરી મને સુખી, લવ, રેહજે સદા સુખી,
બધા હું તું માહરા લોર્ડ ને આપું હું માહરા જી!

---

* વીંધી નાંખીને.

**જોલ**—(નીસાસો નાંખી) હું ખરેખર ખરાં જીગરથી ઇચ્છું છું, મારી વહાલી, કે તું હજુરખી મારી ગરીબરી બોરશીદ્દ હોતે!

**કેટી**—કાંય? હું આય સારીમાં શોભતી નથી?

**જાલ**—શોભતી! અરે તું મારૂં માથું ફેરવી નાખશે! પણ તારા બાવાજી—પેલા અદી!——

**કેટી**—તે લોકને મારી પર છોર! અહીંના સેતારા અહીં આવશે તોબી હું પેલા મીજાજી અદી પર થુંકવાનીબી નથી!

[અંદરથી બેજનજીનો ગુસ્સાભર્યો અવાજ આવે છે.]

**બેજનજી**—હું કંઇ એ નોનસન્સ સમજવાનો નથી. હું સાફ કેહું છું કે એક મીનીટબી એ છાંન પુટલાંનો નાચ હું ચાલવા દેવાનો નથી. તમે મરો બધાં એમના એમ!

**કેટી**—જા જાલ! પપાનો મીજાજ સહવારથી આજે ચસકેલો લાગેછ! તુંને જોશે તો વધારે કુહરશે. જા ડીયર, સાહેબજી! કાલે જરૂર આવજે—અં.

[જાલ કેટીના કપાળ પર કીસ લઇ ગંભીર મહોડે તેણીની સાથ ચાલી જાય છે.]

[બેજનજી બુમ બરાડા પાડતા અને ડાંગ અફાળતા આવીને ઢબ કરતા કે સોફા પર બેસી જઇ હાંફે છે અને હાર્ટ દાબે છે. પછવાડે સુનાબાય અને હમાયજી ધસડાતાં ધસડાતાં આવે છે]

**હુમાયજી**—(પટાવતાં) ભઇ, ભઇ! જો બધી મરી જાઉં! એમ કુહરશો તો દુશમનને વરી——

**બેજનજી**—(બરાડ મારી, ડાંગ ઠોકતાં) ચુપ! એકદમ મ્હોડું બંધ કરી મરો! નહીં તો ચીર ચઢશે તો તમારા લોકના માથાં છુંડી નાખશ? તમે લોક મને શું સમજોછ! ઓ—મને વરી અહીં પેન થાયછ! તમે લોક એમજ મારો જીવ લેશો—આહ! (છાતી દાબે છે) કહાં છે, કહાં છે, પેલી હરામખોર કુકતી! બોલાવ એને એકદમ જલદી!

[ કેટી ગભીર મ્હોંડે દાખલ થાય છે. ]

**બેજનજી**—અહીં આવ, રાન નાપાક! તું તારાં મનમાં ખાન શું ખાયછ! આય બીચારાંઓને જુઠાં નામે એટલો વખત વાહયાં! તુંને શરમ નહી આવી! તું ઘેલું ગધેરૂં અહીં ગમે તેમ દોહરાં દોહવે,—ને બેવકુફ જેવાં સુનાબાઇએ તે જોયા કીધું!

**કેટી**—પપા! એમાં બીચારાં——

**બેજનજી**—(ચીરડાઇને) ચુપ! નહીં તો બરડો ભાંજીને કટકા કરી નાખશ! વરી ચોરી પર સરજોરી કરેછ! ઓ— બોલતાં મારી છાતીબી દુખેછ! તું એવું કરવા અગાઉથી સુંબઇ આવી કે? તું મારી મરજીની— ઓ!—સાંમ્બે થાયછ? નીમકહરામ! હું તુંને— ઓ—ઓ—કોઇ આવો!

[ બેજનજીને હાર્ટ ક્રેમ્પ આવે છે, ને તેવણ દરદને મારે સોફાપર ઢલી પડે છે. ]

**હુમાયજી**—ઓ ભઇ-ભઇ! ઓ માય! હવે શું કરૂં!— અદી! અદી!

**સુનામાસી**—ઓ માયરે! કોઇ આવોરે! ઓ મદઇના ડોરા ઉંચે ચહડી જાયછની તો.

[ રતનજી, અમીના આવે છે. ગભરાટ અદી હાથમાં લાલ દવાના ગલાસ સાથ શઠે પર ધસી આવે છે,

ને બેજનજીના વાસકુટના બટન
છોડી નાખી તેવણના ગલામાં
દવા રેડી તેવણની નાડ ધરીને
બેસે છે.]

**બેજનજી**—(થોડે વારે સુદ્ધીમાં આવતાં) કંઇ નહી—ઓહ
—હવે જરા કરાર લાગેછ! કોણ, અદી કે? [અદીનો
બરડો માયાથી ઠોકે છે.] સાબ્બશ, દીકરા! જીવતો રહે!

**અદી**—મામાજી, એમ ઘડી ઘડી થવું નહી જોઇયે. એ
હાર્ટ ક્રેમ્પસ ઘણીજ ખરાબ ચીજ છે.

**બેજનજી**—હું તે જાણુંછ, પણ શું કરૂં! તારી દવાથી તરત
મને રાહત થઇ, અં. (કેટીને) જો એઇ બેવકુફ!
આંખ ફોડીને જો! આય આપરો અદી કેટલો
હુશીયાર છે તે.

**અદી**—લે ચાલો મામા; ઘણું બોલ બોલ ના કરો. જરા
થોડો વાર લેટી જાવો.

**બેજનજી**—નહી! લેટી બેઠી કંઇ જવાનો નથી, પોરીયા—
હવે મારી જીંદગીનો એક પળનોબી ભરોસો નથી.
તેં હમણા જોયું કેની! (સુનામાય તથા હમાયજીને)
જાવ, તમે લોક ઓરડાની બાહેર જાવ. (કેટીને)
તુંબી નીકર અહીંથી!

[કેટી, સુનામાસી, હમાયજી દલગીર
બહેર જાય છે.]

**બેજનજી**—(અદીનો હાથ પકડી પોતાની પાસે બેસાડતાં)
આવ, અદી, અહીં બેસ; આજે મારૂં દીલ ઉચાટ
પડી ગીયુંછ. આપ પેરાંનું ખાધું દરદ મારી પુઠે
લાગુંછ. ઓહ—જાણે એવું થાયછ—

[અદી ઉઠીને તેવણના ખભાં ઉપર
હળવેથી હાથ મેલી પટામણા સાદે
તેવણને ઠંડા પાડે છે.]



બેજનજી દાવર.

ફોટો લેનાર શ્રી૦ જહાંગીર તારાપોર, બી.એ.



સુનામાસી.

ફોટો લેનાર મી૰ જહાંગીર તારાપોર, બી. એ.

અદી—મામા! સઉ સારૂં થશે. એમ તમે તણાવોછ તે ઉલટું—

બેજનજી—અરે બેસ બેસ! તું બી ઉજબખ સુવોછ! તુંને હું મારો દીકરો કરવા માગુંછ, આપ છોકરી સાથ બોભા ભરીને પૈસા નાખ્ખ આગળ ધરૂંછ ને તોબી તુંને કાંસનમોરા સુઝેછ! બસ હું તુંને પુછુંછ તેનો જવાબ દે. તું કેટી સાથ પણવા ખુશી છે કે નહીં?

[ અદી ગુંચવાયા કરે છે. જવાબ દેતો નથી. ]

બેજનજી—કેમ જવાબ નહીં આપતો! મ્હોંનું ભાંગી ગીયુંછ કે?

અદી—આપરે હલ્લુ ધીરે એ વાત કરશું, મામા.

બેજનજી—યુ ગદ્ધા! મારી સાથ એમ તકરાર કરેછ? એકદમ જવાબ આપ! તુંને એ પોરી ગમેછ કે નહીં?

અદી—નોનસન્સ—મામાજી! તમારૂં પુછવું વાજબી નથી. તમે દુન્યાદારીના પાહવરદા થઇને એમ કેમ કરોછ? એ સવાલ તમારી દીકરીનેજ પુછો. તેના દીલની વાત શું છે તે તમે જાણોછ; ને તે છતાં મારી પાસે બોલાવીને મને કાંય હલકો પારવા માગોછ?

બેજનજી—(મોટેથી) બેવકુફ ગધેરા! તું શું એમ સમજેછ, કે હું કેટીને તારી સાથ પણવાનો હોકમ કરશ, તો તે મોહને ચહરીને મને ના કહેશે? નાદાન થઇને જરા હસવામાં એને તારી સાથ તરછોડ કીધી તેથી શું થયું? ઉભો રહે હમણાં એને તારાં મોહના પર પુછીને તારી ખાતરી કરૂં! કેટી! કેટી!! અહીં આવ, કેટી!

અદી—મામા! એ શું કરોછ? હમણા—

બેજનજી—ચુપ! વચે બોલી ના મર!———કેટી! અહીંયાં આવ જલદી! (થોડીક પળ રહીને) કેટી! કેટી! કહાં મુઇ?

[ કેટી ધીમેથી ચાલીને આવે છે ]

બેજનજી—કેમ, જલદી નથી આવી મરાતું કે? કેટલીવાર લાગો!

કેટી—શું કેહોછ, પપા!

બેજનજી—હું પુછું તેનો સીધો જવાબ આપ! તુંને કેટલાં વરસ?

કેટી—બાવીસમું ચાલેછ.

બેજનજી—ઉંહ, તેથીજ એવી અક્કલ વગરની ઢોર રહી ગેઇછ! આજે સહવારના મને શું થયું? બીજા બે ત્રણ એવાં આંકરાં આયાં કે મારો આંકો આવી જશે. બોલ, હવે શું કહેછ?

કેટી—મને શું પુછોછ? સીધો સવાલ પુછો, પપા.

બેજનજી—ચાલ એમ મોહનાપરને મોહનાપર તરતર જવાબ ના આપી મર! તારી લાહેરી મારી આગલ નહી ચાલશે! તું હમણા હમણા છેકજ બેખતં થઇ ગેઇછ. પણ સુઝમાં રોજા ખોલતી ના.

કેટી—તમે મને હજુર પાધરા સવાલ પુછતા નથી. હું ત્યારે પાછી જાઉં?

બેજનજી—સબુર! હું જાંહ સુધી હડતો કડતો બેઠેલો છેઉં, તાંહ સુધી તો તારાં ભવીષને વાસ્તે પાક્કો બંદોબસ્ત કર્યા વગર જંપીને બેસવાનો નથી. કેટી! હું શું કેહુંછ તે સમજેછ કે?

કેટી—હા સમજુંછ. તમે હવે જે પુછવું હોય, તે જે તે એક વખતે પુછી લેવો, પપા. હું ઘડી ઘડી એ પીંજન પાટલો કરવાની નથી.

બેજનજી—(ડોળા કકડાવીને) એટલ! એટલો બધો તુંને મીજાસ આયોછ? શું મને કંઇ દમ બમ ભરાવવા આવીછ—કે:

કેટી—દમ તો સામ્બો તમે મને ભરાવોછ. તમે હમણા મારી

સાથ એક બાપ તરીકે નહીં, એક બાટકી વાલીની માફક વાત કરોછ, પપા.

[બેજનજી દાંત પીસી કેટી ગમ ઘુરકેછે.]

બેજનજી—તું શું મને મારી નાખવા માંગેછ! નાપેકાર, તું એવી બેમરવત કાહારે ઉતી! પણ હું તુને ઠેકાણે લાવશ! આય અહી સાથે તુને પણવું પડશે—એક દમ જલદી તારાં લગન કરવા માંગુંછ.

કેટી—(બેહદ તીરસ્કારથી) પણવું પરશે! ડા૦ અરદેશર પોતે શું કહેછ?

બેજનજી—તે ના નહીં કહેશે! મારી ખુશીની વીરૂધ થવાની કોઇમાં મકદુર નથી.

કેટી—કોઇમાં નથી તો મારામાં છે!

બેજનજી—(એકદમ ઉછળીને ઉભા થઇ) હેં! એટલે? એ તું મનમાં શું ચાહે પીયેછ'

કેટી—હું ડાકટર અરદેશર વજીફદાર સાથે પરણવાને સાફ ના પાડુંછ. બીજું કાંઇ પુછવુછ!

બેજનજી—(જોરથી ડાંગ જમીનપર ઠોકી ચીચવાઇને) કેટી! મારી મરજી પ્રમાણે નહી ચાલવાનું શું પરીણામ આવશે તે જાણેછ કે!

કેટી—બધું જાણુંછ, બધું જાણુંછ! પણ તમે મને કાપીને ચાર ટુકડા કરી નાખશો તોબી આય તમારા ભાણેજ સાથ હું પણવાની નથી.

બેજનજી—યા ખુદા! આય પોરીનું માથું ગીયુંછ.! વારૂં નથી પણવાનાં તેનું કંઇ કારણ?

કેટી—કારણ——મારી ખુશી નથી. હવે હું જાઉં

બેજનજી—(ખુબ ચીચવાઇને કેટીની આરોઅડ જઇ) બેઅકલી છોકરી! તું કંઇ ભરસે રહેતી ના! મારા

કહ્યાસર ચાલશે નહી તો એક પઇ વગર તુંને ઘેરમાંથી ધક્કા મારીને કહાડી મુકશ. તું સમજેછ શું ?

[ હુમાયજી દોડી આવીને બેજનજીને પટાવે છે. ]

હુમાયૂજી—ભઇ ! ભઇજી—

કેટી—હું તમુને નાખુશ કરૂંછ તેથી દલગીર છેઉં; પણ આય એકજ બાબદમાં, પપા, હું તમોને તાબે થઇ શકતી નથી.

બેજનજી—(ધ્રુજતે સાદે) અદી ! મને પકર, દીકરા ! મને કંઇ થાયછ ! આય રાન દદાને મારી આગળથી હાંકી કાહાર ! કહાર એને મારી આગળથી—દુર કર ! એ મારે મનથી મુંઇ ! એને બહાર કાહાર નહીં તો——

અદી—મામા ! મામા——

બેજનજી—ઓહ—ઓહ ! ( કેટીને ) નીકલ મારી આગળથી ને ફરીથી તારૂં કારૂં મોહનું મને ના દેખારતી ! પણ સબુર સબર ! ઉભી રેહ ! હું જાણવા માગુંછ કે મારા પૈસાની લાલચ ઉપર કોણ બીજો મુંજી બદમાશ—આહ—તારી પર જાળ પાંઠરી બેઠોછ ! સુનાબઇ ! એવણ એ વાત જાણતાં હોશે ! સુનાબઇ !—

[ સુનામાસી જલદીથી આવે છે ને ડઘાઇ દુરથી ઉભાં રહે છે. ]

સુનાબઇ—જો, બેજનજી ! મરી જાઉં !——

કેટી—બીચારાં સુનામાસીને અકરાવી નાખવાની જરૂર નથી. લેવો, હું તમોને કેહું. હું એદલજી ઉમરીગરના છોકરા જાલ બેરીસ્ટર સાથ એનગેજ થઇ ચુકીછ. જોવ ! આય રેહી તેની નીશાની !

[પોતાને આંગળે પેહેરેલી સોનાની વીંટી બેજનજીને દેખાડે છે. બેજનજી ધરરરરર કરતા કે પાછા ઉઠી કેટીને ખભાંમાં પકડીને દીવાનાની પેઠ બરાડ મારે છે]

બેજનજી—શું ઉં ઉં ઉં ! કોણુ સાથ એનગેજ થઇછ !! એદલજી ઉમરીગરના જાલ સાથે !! મારા ખોદાય ! શું હું ઘેલો થયોછ ? હું બેઉનો જીવ પહેલાં લેવશ ! અરે એ આપરા કુટુંબના મુદઇઓને તાંહ મારી છોકરી આપું !! ઓ હવે શું કરૂં, અદી ! વરી મને કંઇ છાતીમાં થાયછ; વરી દુઃખેછ ! એ દુકતી મેડ થઇછ ! ઓ !—

[રતનજી, અમીના, ધસી આવે છે. બેજનજી પાછા હાર્ટ ક્રેમ્પથી સોફાપર ઢળી પડે છે. વળી અદી ઝડપમાં તેવણુને મારે લાલ દવા લાવે છે અને ગળામાં રેડે છે અને પછી તેવણુને અદી તથા માણસો અંદર ઉચકી લઇ જાય છે.

(ધીમું ઇંગ્રેજી મ્યુઝીક)

## સીન ૨ જો.

[દેખાવ—નવસારી ખાતે ગુસ્તાદ કાનફાટ્યાના ઘરનો ઓટલો. શીરીન બેઠા બેઠી કંઇ સીવે છે અને ગીત ગાય છે.]

**શીરીન**—હું તો દિલથી બેજાર—કેમ મનાઉં એવા નાસબરને!
થયું દિલ બેકરાર, કેમ મનાઉં માહરાં જીગરને!
—હું તો.
માહરી મોહબતના દિલ દરયામાં અરમાન ઉરપુર જાગે,
પ્યારાં નયેનોથી જોયો પ્યારાને, કરૂં તો યાદ પ્યારી લાગે!—હું તો.
દિલનો ગવાહતો દીલજ બને છે—તનતાર[1] ઝમઝુમ વાગે,
હેતે વધાવું, વ્હાલા દિલજાની! દિલ હરખાઉં હું રાગે!—હું તો.

**શીરીન**—(સ્વગત) પેલો મુવો વકીલ જરા બે દહાડા થયા મુંબઇ કહરાયોછ એટલે ધરી ચપકો જરા જીવને નીરાંત થઇછ! એ મુવાનું એબીયલ દાચું ને છાકટ દારા જોઇનેજ મને તો બોખાર ચહડતી’તી! રખેને મરી ગીયો હાઉ હાઉ કરતો પાછો દોરી આવે! (ગમગીન થઇને નીસાસો નાખે છે) પણ મારા અદીને થયુછ શું કોણ જાણે! મારા કાગજનો જવાબજ કાંય નહી લખતો હોશે? એ સારી કાની હોશે કે નહી! અરાયો જીવ આય મુંવા વકીલના ઘરક ઘુજારામાં એવો ઉચાત રહેછ કે કંઇ સમજબી પડતું નથી. બસ્તે ગીયા દહતે મને અહીં નવસારી લાવીને દાઠી મુકીછ, પણ મુવો જાણતો નથી કે દુન્યાને છેડે એ મને મોકલશે તાંહબી મારો હીરો આવીને ઉભો રેહવા વગર રહેવાનો નથી!

---

1 દીલની નસ.

પીરોજબાઇ—(અંદરથી) શીરાં! ઓ શીરાં! તું બહાર છે કે, દીકરી! આય ચાનજીભઇ આયાછની!

[પીરોજબાઇ હસ્તાં હસ્તાં દાખલ થાય છે. પછવાડે ચાનજી મેલા સદરા લેંગા અને ફીનબાબની તોપીપર દાખલ છે. શીરીનથી "ઓ" કરીને બુમ પડાઇજાય છે.]

પીરોજબાઇ—લે શીરાં, આયે ગુસ્તાદજીના ભત્રીજા ચાનજી, જેવણ તુંને મળવા આવશે એમ ગુસ્તાદજી કેહી ગીયા'તા તે! ચાનભાઇ, આય મારી દીકરી શીરીન.

શીરીન—(હેબતાઇને) આય એવણ, એવણ કોણ! ચાનજીભાઇ?

પીરોજબાઇ—હા—પણ ઓવાય! એ એમ બકરી સાએ ગેઇ!

શીરીન—(પીરોજબાઇને આસ્તેથી) પણ માય! આય તો મુવો કોઇ પોસાગીર બબરચો છે!

[ચાનજી શીરીનની લગોલગ આવે છે, ને પોહલું દાચું કરી ડુમ હલાવી હસે છે.]

ચાનજી—એ હેહેહે! કેમ હીરીન! મને દેખી તાટ કેમ થી ગીએલી! ઇફા આવની—?

[શીરીન ચાલી જવા કરે છે. પીરોજબાઇ અટકાવે છે.]

પીરોજબાઇ—ઓવાય! એ આજે એમ શું ચેરાં કાહરેછ! આપરા ગુસ્તાદજીના ભત્રીજાથી એટલી હેબતાઇ સાએ ગેઇ!—

શીરીન—માય, મને અહીંથી લઇ જવો! મારા જીવને સારૂં નથી

પીરોજબાઇ—ચલ ચલ એમ ઘેલા ના કાહર! (બાજુએ ધમકાવતાં) વરી છેકજ ચીબી થતી! (ચાનજીને બાજુએ)

ચાનજીભાઇ, તમેમ્બા આય આવા શકર દલા જેવા થઇને એની સામ્મે આવી ઉભા, તે એ કુક્તી ઓસકાયછ. જરા બદીયાન પેહરી આવતે કેની!

ચાનજી—(ધવર ખવર કરતાં) અરે હું પેહેર? ગરમીએ બફાઇ ગીયેલા! પણ લે કાકી, તું જરા ધક્કાથી ખાહી જા. એ તો રાંડયાઓ એમજ 'મચ્ચકાય! મને કીયા હહરીના કુતરાએ કરયડો, કે હીરાં એમ નહકોરાં ચહરાવે! (શીરીનને) વરી લાહેરી હાની કરી મરે હે'!

(પીરોજબાઇ જાય છે.)

શીરીન—માય માય! ઉભાં રેહો! હુંબી તમારી સાથ આઉં. (જવા માંડે છે—ચાનજી આડો પડે છે!)

ચાનજી—રાખ, રાખ હીરાં—મને દેખતાં તુંને એ હું ગુંગજવા થી આવતો છે, હેં! અરે મારી પોપટી, ઉં હું તુંને કરડતો છું કે કાચીને કાચી ચાવી જાતો છું? હીરીન, તું મને બહું ગમે. ઉં હીખલા ભણેલો નીહ, મારાં કલેજાં, પણ માકા મદારીના તાલીમખાનામાં ઉં કહાયલો, તે તારા દાકટર બાલીછતર પાંચેને એક છાપટે ઉરાડી લાખું—અ હુંવે!

[શીરીન કમંકમીને જરા દુર જાય છે. ચાનજી પાછો તેણીની અડોઅડ જાય છે.]

ચાનજી—

મનમોહન નાર! દિલબર દિલદાર!
મનમાની, મુજ પટરાંણી—લાલ લાલ હોઠ—ગાલ લાલ,
તુંજ જોબન પ્યારૂં જી!—હીરીન, તુંજ જોબન.
મુજની હજની, માનની,[1] મોહીની,
રહીલી મનમોહન!

---

૧ સ્ત્રી.

આન બાન પર–ચાલ ઢાલપર ઓવરઇ જાઉંજી!—
પોરી મારી, પ્યારી પ્યારી, બેકરારી મને ભારી!
દીલબર દિલદાર, દિલના કરાર,
લયલા તારો મજનુ હું!
હજની મુજની, ચાનની હજની!

[એક દેવદારનો પેટારો ઉંચકી લાવી શીરીનનો હાથ પકડી જબરીથી તેણીને તે પર બેસાડે છે. મુસાજી આવીને છુપાઇ બધો તમાશો જુવે છે.]

ચાનજી—મારો હહરીનો ઓલો પારહો, કોઇ મંભઇ મહી તારૂં માથું ફેરવી લાખ્તો છે. હીરાં, તે મારા હપાતામાં જો ફરી આયવો કની, તો એ હહરી નાની હડડી તોરી લાખું. (શીરીન મોહડાં પર રૂમાલ દાખી ડઘાઇને ચાનજી ગમ જોયા કરે છે). તું બોલતી નીહ ને ધુવર પેઠે મારા મોના હાસુ જોયા કરે, મારી લાડકી!, મારી હાથે ચાર ચોખ્ખા પારી લાખ! હીરાં———

[શીરીન ગભરાઇને ધડાક દેતી કે ઉભી થાય છે]

શીરાન—એ શું બોલોછ! તમારૂં માથું બાથું ગીયુંછ કે! ખીસો, મને જવા દેવો માયજી! માયજી!! (ચાનજી એક ડગલું વધારે નજદીક આવે છે, અને શીરીનનો હાથ જોરથી પકડી તેણીને પોતા તરફ ખેંચે છે)

ચાનજી—(ખડખડ સીને છે) કોઇ તુંને હાંભરવાનું નીંહ, મારી મધુરી! મને જવાબ નીહ દેહે, તો આજે તુંને છોરવાનો નીહ. લ હવે હું કેહ! આવ–મને બોકી આપે કે નીહ આપે!

( શીરીનને પકડીને કાસ લેવા જાય છે. શીરીન ચીસાચીસ પાડે છે. મુસાજી પછવાડેથી નીકળી આવી આનજીના માથાં પર ડાંગ મારે છે. આનજી તમ્મર ખાઇ બેસુદ્ધ તુટી પડે છે. શીરીન મુસાજીના હાથને વળગી પડે છે.)

શીરીન—( રડી પડીને ) ઓ ! મુસાજી !

મુસાજી—ચુપ, ચુપ ! ગરબર ના કરો ! આય ચંડાળને મેં મારીયાછ તે કોઇને કહેતાં નાં ! બીહતાં નાં, શીરીનબાઇ; તમોંરી પુઠે હું હાજર છું. પેલો મુંજી ગુરતાદ વકીલ કાંહ મુંબઇ ગીયોછ કે ?

શીરીન—હા ! તેવણુની વાત ના કરો, મને કાંઇ થઇ આવેછ !

મુસાજી—(ધીમા અવાજે ) જુવો શીરીનબઇ, તે પારસી ઇનસાન નથી શયતાન છે———સમજ્યાં ? જરૂર પડશે તો તમને ઉંચકીને આખ્ખાને આખ્ખાં કુવામાં ફેંકીબી દેશે.

શીરીન—ઓ માયરે, હવે શું કરૂં !

મુસાજી—બીહો ના ! હીંમત રાખો ! હંમેશ હું તમારી આગળનો આગળજ છેઉં. ચાલો, હવે હું જાઉંછ તમે અંદર સીધારો.

[ શીરીન અંદર જાય છે ]

મુસાજી—સેહલ્લા ! બસ્ચા, હવે બાજી જામેછ ! મેં ધાર્યુંતું તેમજ આબાદ વાત રંગ પર ચહડેછ. મારે આય પોટીને જીવની કાની સાચવવી પડશે, નહીં તો પેલો-જાલમ દેવ, એનું કાટલું જરૂર કાહરી નાખવાનો.

( મુસાજી જાયછે. )

# સીન ૩ જો.

[ દેખાવ–પાંડે સેનેટેરીયમ–બેજનજી દાવરનો બેડ રૂમ. બીછાણાંપર બેજનજી ઘણી કાહેલી સ્થીતીમાં સુતેલા છે; બીછાણાં આગળ ખુરસી પર હુમાયજી માથે હાથ દઇને બેઠેલાં છે. પગ આગળ રતનજી ઉભા છે. માથાં આગળ કેટી ગમગીન ચહેરે ઉભી છે. અદી થોડેક છેટે અદબ વાળીને ઉભો છે. સુનામાસી સોફા પર બેઠેલાં છે. બેડ રૂમની પડોસનો નાનો રૂમબી નજરે પડે છે. હુમાયજી અદીને ઇસારત કરીને પડોસના રૂમમાં લઇ જાય છે. ]

હુમાયજી—( ઘણુંજ આસ્તેથી ) અદી! આજે મને તો ભઇનો દેખાવ કંઇ ગમતો નથી.

અદી—( દલગીર ગળગળતે અવાજે ) મામાની પલસનું ઠેકાણુંજ નથી. માયજી, એવણુની હાલત ઘણીજ ખરાબ છે.

હુમાયજી—( આંખે રૂમાલ દાબી રડતે અવાજે ) ઓ મારા હીરા જેવા ભઇ! આય શું થઇ ગીયું! મોટા ડાકટર કાહરે આવશે?

અદી—રતનજી પોતે ચીઠી ડા૦ મેકોનકીને તાંહ સહવારે આપી આયા. કેહેજે દશ વાગે આવિંછ.

[ ગુસ્તાદજી દાખલ થાય છે. અદી કચવાય છે. ]

અદી—માયજી આય પારસી સાથે જરા મને કાંમની વાત કરવાની છે. તમે જરા તાંહ માઆ આગળ જાઓ. હું ઓય આઉં છ.

[ હુમાયજી જાય છે. ગુસ્તાદજી પુછીયા પરછીયા વગર બેસી જાયછ. ]

અદી—(ભવાં ચઢાવી) ગુસ્તાદજી! કેમ—શું કેહોછ?

ગુસ્તાદજી—હું હમણાજ નવસારીથી આયો. તમે શીરીનબાઇ ગાંધીપર એક કાગળ લખીયુંતું?

અદી—(દમમાં) હા.

ગુસ્તાદજી—લેવો, તેનો આય જવાબ.

[ અદી કાગજ લેય છે, અને પરખીકું ફેરવી ચકીત થઇને તપાસે છે. ]

અદી—(બાજુએ) એ શું વરી નવી ગરબડ છે! અક્ષર તો મારી શીરીનનાજ છે (કાગજ ઝડપથી ઉખેડે છે વાંચે છે અને વાંચતાં વાંચતાં કપાળનો ચીલ્લો ચઢાવે છે.)

ડા૦ અરદેશર વજીફદાર જોગ,

સાહેબ,

પૈસાદાર કેઠી દાવર સાથ પણવાના છેવો તે મેં હમણાજ જાણયું. હવે આપરી વચ્ચે કશો સંબંધ નથી. તમે ગ્રૃહસ્થ આદમી નથી તેની મારી ખાતરી થઇછ. ફરીથી મારી સાથ કશોબી વહેવાર રાખવાની તજવીજ કરશો તો હું પોલીસની મદદ લેવસ.

લ૦ શીરીનબાઇ ગાંધી.

[અદી કાગલ મુઠીમાં ભચડી નાખીને ગુસ્સાને મારે હોઠ કરડે છે અને પછી ઝનુનથી તથા શકથી ગુસ્તાદજી ગમ જુવે છે. ગુસ્તાદજી માથું પસવારી તપકીર સુંઘે છે.]

અદી—(તરડાઇને) ઠીક છે! મારૂં મગજ હમણા ઠેકાણે નથી. બીજું કંઇ કહેવુંછ?

ગુસ્તાદજી—જી હા, કહેવાનું એટલુંજ કે આંઠ દહારાની મુદતમાં જો તમે પાંચ હજારની રકમનું વ્યાજ ભરી નહીં દેશો—

[રતનજી ધસારાબંધ દોડતા આવે છે. પાસેના ઓરડામાંથી કેટી, હમાયજી, સુનામાસીની બુમો સંભલાય છે.]

રતનજી—શેઠને પાછું આંકરૂં આવેછ. જલદી આવો, અરદેશર.

[અદી તથા રતનજી પાછા ત્યાં ધસે છે. અદી કંઇ દવા પાય છે. બેજનજી હુશીયાર થાય છે.]

બેજનજી—(ઝુંપાયલે અવાજે) તમે લોક બધાં બાહેર જાઓ. (હમાયજી કેટી ઉભાંજ રહે છે અને દવાઇને એકમેકનું મ્હોંડું જોય છે. સુનામાસી રતનજી જાય છે.)

બેજનજી—(જરા ઉસકેરાઇને) બાહર જાઓ! કેહુંછ તે સાંભરોછ કેની!

[અદી ઇસારત કરીને બેઉને બહાર જવા કહે છે. હમાયજી કેટી અતીયંત આનાકાનીથી રડમેસ જીવે પાસેના ઓરડામાં જાય છે.]

બેજનજી—અદી!

અદા—(તેવણના દીલ પર વાંકો વળી) જી મામા, કંઇ કેવોછ?

બેજનજી—મારો જીવ આજે ગભરાયછ અદી! અહીં દુઃખારો પાછો થવા માંડીયોછ. ઓહ—કાલે સવારના આપરે નાનાભઇ સોલીસીટરને વીલ કરવા—ઓહ બોલાવ્યાછની!

[બેજનજી પાછી ઘણીજ તાસવીસ કરે છે. અદી તેવણને છાતી પર મેસાજ કરે છે.]

અદી—હાજી, પણ તમે ના બોલો, મામા ના બોલો! જરા શાંત સુઈ રહેવો! ઓ તમે શું કરોછ! (માથું પસવારે છે.)

બેજનજી—(ઝીણા સાદે) પોરીયા હવે મરવાને હું બીહતો નથી. પણ તું મારો દીકરો મારી પછી——— આહ—એ જીદના પોરીયાં કેટીને કેમ સમજાવશે! અરે મેં કાંય નહી વીલનો અગાઉથી વીચાર કીધો! આહ—(દરદને માટે તરફડે છે. રતનજી દોડી આવે છે અને ધસાધસ રડે છે.)

અદી—(હાય મારી સ્વગત) મામાનું આવી બનયું? એવણ વીલ કીધા વગર ગુજરશે તો મારૂં નસીબ ફુટું!

બેજનજી—(બુમ પાડી) અદી—હું મરી જાઉં છ—ઓ—

અદી—સાહેબ, બાહેર એક વકીલ બેઠેલો છે—બોલાઉં?

બેજનજી—ઓ તારે તો બોલાવ જલદી! દોર રતનજી— ઓહ—રરેછ શાનો!—વેક અદી! બોલાવી લાવ! ઓ— અરે, માયરે—

[અદી બાહેર ધસે છે અને ગુસ્તાદજીનો હાથ પકડી ખેંચે છે.]

અદી—(હાંફતાં હાંફતાં) જલદી આવો! તમે વીલ લખી શકોછ કે?

ગુસ્તાદજી—(ચકીત બની) અલબત! કોણનું વીલ?

અદી—મારા મામાનું! એકદમ જલદી આવો ને લખી કહારો (ગુસ્તાદજી અદી બેજનજીના બીછાણાં આગળ ધસડી લઇ જાય છે) મામા, આય ગુસ્તાદજી કાનફાટીયા વકીલ આયાછ. બોલો શું લખાવોછ?

(બેજનજી વીલ લખાવવા માંડે છે. ગુસ્તાદજી ફાઉનટન પેન કહાડી ચરચર લખે છે.)

જનજી—લખો—લખો—ઓ—મરતી વખત પુર સુદ્ધી બુદ્ધીમાં—આહ—હું બેજનજી દાવર—ઓ—મારા

ભાણેજ ડાકટર—અરદેશર, વકીલ ગુસ્તાદજી કાંન-ફાટીયા—ઓ—ઓ—તથા મારા નોકર રતનજીની હાજરીમાં—આહ—મારૂં છેલ્લું વસીયત કરી જાવું છું કે———ઓ—મારી તમામ માયા પુંજી દોલત તથા અસકીયામત ———આહ—અરેરેરે—ઓ——— ની એકલી વારસ મારી—આહ—દીકરી કેટીને—આહ—એકજ શરતે ઠગવી જાવું છું કે—આહ——— તેણીએ મારાં મરણ પછી—ઓ—છ મહીનાની મુદતમાંજ———આહ—ઓ——જાલ એદલજી ઉમરીગર નામના સખ્શ સીવાય—ઓ—કોઇનીબી સાથ———આહ—શાદીના ગાંઠથી જોડાવું——— —અરે બાપરે————આહ આહ ઓ માયરે————પણ જો કેટી મારા મોત પછી છ મહીનાની મુદત અંદર———આહ——— લગન નહીજ—કરે યાતો———આહ મારા બાપ!———— તેટલી મુદતમાં યા તે પછી—ઓહ—જાલ ઉમરીગર સાથ પરણે તો આહ—ઓ કોઇ આવોરે—તેણીને મારા વારસામાં બીલકુલ રદબાતલ કરી જવાને હું ફરમાવું છું—આહ—અને તેવા મામલામાં ઓ—ઓ—મારી સઘળી દોલતના એકલા વારસ—ઓ————મારા ખોદાય!————વારસ મારા ભાણેજ ડાકટર અરદેશર વજીફદારને હું નેમી જાઉં છું! ઓ—ઓ—હવે શું કરૂં————ઓહ—

ગુસ્તાદજી—બીજું કંઇ, સાહેબ ?

બેજનજી—બસ—બીજું કંઇ નહી—ઓહ—

ગુસ્તાદજી—એ પર બે જણની સહી જોઇયે. અરદેશરની સહી એ પર નહીં ચાલે. એક મારી સહી મુકુંછ. ને એક આય એવણ રતનજી પોતાની સહી કરશે, (રતનજી બતાવેલી જગયાએ દચકાં ખાતાં ખાતાં પોતાની સહી કરે છે. ગુસ્તાદજી પોતાનીબી સહી કરેછે.)

ગુસ્તાદજી—લોઓ, સાહેબ હવે તમે સહી કરો!

(બેજનજી કલમ પકડે છે, પણ દરદને મારે તફડે છે. હમાયજી બાહેરથી બુમ પાડે છે.)

હુમાયજી—અદી! અદી! મોટા ડાકટર આયાછ!

બેજનજી—ડાકટર આયોછ! જા, તેને લઇ આવ! ઓ જલદી—લાવ અદી!—

(અદી બાહેર ધસે છે. એક મીનીટમાં ડા૦ મેકોનકી ઓરડામાં દાખલ થાય છે. કેટી, હમાયજી, સુનામાસી, દુર ઉભાં રહે છે. કેટી ડચકાં ખાય છે.)

ડા૦ મેકોનકી—(બેજનજીની નાડી તથા હાર્ટ તપાસી જોઇને) I am extremely sorry—I am afraid I am late—the patient is dead.

[અદીબી બેજનજીની નાડ જોય છે અને પછી ટપ કરતો ખુરસી પર બેસી જઇ મ્હોંડું રૂમાલથી ઢાંકે છે. હમાયજી, સુનામાસી, રતનજી, કેટી બધાં આગળ આવેછે ને રડારોલ કરે છે. ડા૦ મેકોનકી ગમગીન ચહેરે ત્યાંથી ચાલી જાય છે. તેવણ સાથ રતનજી જાય છે. ગુસ્તાદજી વહીલે મ્હોંડે પેલાં વીલ સાથ ઓરડામાંથી બહાર જઇ પાસેના રૂમમાં બેસે છે.]

ગુસ્તાદજી—(સ્વગત) આજી જરામાં હાથથી ગેઇ યાર! દીકરો આખરે સહી કરવા વગર ધપી ગીયો! આય અરદેશર સુકો પુરો રખરી સુવો! (ટેબલપર પડેલાં એક ઉંધાડાં કાગજ પર નજર પડે છે) એ આય શું? અરે એ તો બેજનજીએ અરદેશર પર લખેલું કાગજ છે! (સહી જોય છે) વાહ, આય બેજનજીની

આખી સહીખી છે? આહ હા! એ સહીપરથી અંહી વીલ પર કાપીકુકાપી ને માખી. હુ માખી બેજનજીનું નામ ટપકાવી દેઉં? ફારજરીઓ કરતાં કરતાં સેવકનો જન્મારો ગીયેલો છે! હમણા શીરીનના બનાવટી કાગજની આય અદુખરા ડાક્ટરપર અસર થઇ તે જોઇ કેની!—હેં, બેજનજીની અહીં સહી કરૂં? છટ છટ—તે કેમ બને! પેલા રતનજી જાણેછની કે ઘરડો સહી કીધા વગરજ સોનાપોર પોંહચી ગીયોછ?

(પાસેના રૂમમાં એક મસાલ હમાયજીને ઇસારત કરી બાહેર જલદી તેડી જાય છે. અદી દાખલ થાય છે.)

ગુસ્તાદજી—હું રજા લઉં! હવે મારૂં કંઇ કામ છે?

અદી—(ગુંગલાતા સાદે) વીલ કાંહ છે? સહી થઇ કે?

ગુસ્તાદજી—ઉંહ—સહી! સહી તો સાહેબ—

(મસાલ ધસીઆવે છે.)

મસાલ દેલીરામ——— છેઠ છેઠ! જલદી આવો! વેકો! રતનજી ગુજરી ગીયેલા—

અદી—ગુજરી ગીયા! રતનજી? એ શું બોલે છ?

મસાલ—આ છાબ, એકાએક મરી ગીયેલા લાગે! બાઇ જલદી બોલાવતાં છે!

(અદી, મસાલ ત્યાં ધસી જાય છે.)

ગુસ્તાદજી—(સ્વગત) રતનજી મરી ગીયા! યા અલ્લાહ! આય ઠીક ચોકઠું બેઠું! લાવ-હવે તો એતે એજ! (ફાઉનટન પેનથી બેજનજીનાં કાગલપરથી સહીની કાપી ખુબ સંભાલથી કરીને વીલપર બેજનજીને નામની ફારજરી કરે છે. ઝડપમાં અસલ કાગલ તેની જગ્યાએ મુકી દઇ વીલ વીટાળીને પાછા પોતાની જગાએ બેસી જાય છે અદી પાછો હાંફતો હાંફતો ધસી આવે છે.)

ગુસ્તાદજી—લાગ્યો, સાહેબ હવે તમે સહી કરો !

(બેજનજી કલમ પકડે છે, પાછું દરદને મારે તરફડે છે. હુમાયજી બાહેરથી બુમ પાડે છે.)

હુમાયજી—અદી ! અદી ! મોટા ડાકટર આયાછ !

બેજનજી—ડાકટર આયોછ ! જા, તેને લઇ આવ ! એ જલદી—લાવ અદી !—

(અદી બાહેર ધસે છે. એક મીનીટમાં ડા૦ મેકોનકી ઓરડામાં દાખલ થાય છે. કેટી, હુમાયજી, સુનામાસી, દુર ઉભાં રહે છે. કેટી ડચકાં ખાય છે.)

ડા૦ મેકોનકી—(બેજનજીની નાડી તથા હાર્ટ તપાસી જોઇને) I am extremely sorry—I am afraid I am late—the patient is dead.

[અદીબી બેજનજીની નાડ જોય છે અને પછી હુપ કરતો ખુરસી પર બેસી જઇ મ્હોંડું રૂમાલથી ઢાંકે છે. હુમાયજી, સુનામાસી, રતનજી, કેટી બધાં આગળ આવેછે ને રડારોલ કરે છે. ડા૦ મેકોનકી ગમગીન ચહેરે ત્યાંથી ચાલી જાય છે. તેવણુ સાથ રતનજી જાય છે. ગુસ્તાદજી વ્હીલે મ્હોંડે પેલાં વીલ સાથ ઓરડામાંથી બાહાર જઇ પાસેના રૂમમાં બેસે છે.]

ગુસ્તાદજી—(સ્વગત) ખાજી જરામાં હાથથી ગેઇ યાર ! દીકરો આખરે સહી કરવા વગર ધપી ગીયો ! આય અરદેશર સુઓ પુરો રખ્ખી મુવો ! (ટેબલપર પડેલાં એક ઉંધાડાં કાગજ પર નજર પડે છે) એ આય શું ? અરે એ તો બેજનજીએ અરદેશર પર લખેલું કાગજ છે ! (સહી જોય છે) વાહ, આય બેજનજીની

આખી સહીખી છે? આહ હા! એ સહીપરથી અંહી વીલ પર કાપીટુકાપી ને માખી ટુ માખી બેજનજીનું નામ ટપકાવી દેઉં? ફારજરીઆ કરતાં કરતાં સેવકનો જન્મારો ગીયેલો છે! હમણા શીરીનના બનાવટી કાગજની આય અદુખરા ડાક્ટરપર અસર થઇ તે જોઇ કેની!—હેં, બેજનજીની અહીં સહી કરૂં? છટ છટ—તે કેમ બને! પેલો રતનજી જાણેછની કે ઘરડો સહી કીધા વગરજ સોનાપોર પોંહચી ગીયોછ?

(પાસેના રૂમમાં એક મસાલ હુમાયજીને ઇસારત કરી બાહેર જલદી તેડી જાય છે. અદી દાખલ થાય છે.)

ગુસ્તાદજી—હું રજા લઉં! હવે મારૂં કંઇ કામ છે?

અદી—(ગુંગલાતા સાદે) વીલ કાંહ છે? સહી થઇ કે?

ગુસ્તાદજી—ઉંહ—સહી! સહી તો સાહેબ—

(મસાલ ધસીઆવે છે.)

મસાલ ટેલીરામ——છેઠ છેઠ! જલદી આવો! વેકો! રતનજી ગુજરી ગીયેલા—

અદી—ગુજરી ગીયા! રતનજી? એ શું બોલે છ?

મસાલ—આ છાબ, એકાએક મરી ગીયેલા લાગે! બાઇ જલદી બોલાવતાં છે!

(અદી, મસાલ ત્યાં ધસી જાય છે.)

ગુસ્તાદજી—(સ્વગત) રતનજી મરી ગીયાં! યા અલ્લાહ! આય ઠીક ચોકઠું બેઠું! લાવ–હવે તો એને એજ! (ફાઉનટન પેનથી બેજનજીનાં કાગલપરથી સહીની કાપી ખુબ સંભાલથી કરીને વીલપર બેજનજીને નામની ફારજરી કરે છે. ઝડપમાં અસલ કાગલ તેની જગ્યાએ મુકી દઇ વીલ વીટાળીને પાછા પોતાની જગાએ બેસી જાય છે અદી પાછો હાંફતો હાંફતો ધસી આવે છે.)

# સીન ૪ થો.

---

[ નવસારી ગુસ્તાદ કાનફટયાના મકાનનો એક ઓરડો. ]

[ શીરીન ઘણાજ નખાઇ ગયલા દેખાવે આવે છે અને ગાય છે.]

શીરીન—બચાવો નીરાધાર–(આવી) માહરી દાદ લેજો, દીલદાર!

નથી જગમાં બીજો આધાર!—બચાવો,
આવી લેઓ, વ્હાલા અદી, બચાવી,
દુષ્ટોએ મુજને તો દીધીછ સતાવી;
દુખી દીલબર પર દયા બતાવી,
વ્હાલી તમ ગોદમાં લેઓ સમાવી!
કરૂણા, વ્હાલા, કરજો—ધરજો!—બચાવો.

### દોહરો.

આરજુવાર હું તુજ તણી,
કેમ વીસારે, આપ!
આસ ખાસ મુજ સાંભલી—
કાપ પાપ પરીતાપ!—આવી બચાવો.

મને શું થયુંછ કોણ જાણે! દીલમાં કેટલી નબળાઇ લાગેછ! જરા મનસુકીને કઇ કરવા ગમતું નથી. આજે બે ત્રણ દાહરા થયા બધા સાંધેસાંધા કલેછ ને ખાવાનું તો કંઇ જાણે જોવાજ નથી ગમતું. શું કરૂં–કંઇ દવા આપેછ તે રોજ આજે ત્રણ દાહરા થયા પીવુંછ તો ખરી—

[ વીરલુડોસાં દવાના ગલાસ સાથ હસતે મ્હોંડે આવે છે.]

વીરલુડોસાં—હીરાં! ઘક્કા છે કે દીકરા! એમલી હું કરે! ચાલ મારી માય કરૂં. આટલું પીજા—બધી મરી જાઉં. (મુસાજી નીકલી આવે છે.)

મુસાજી—શું પી જાય! એ આય હાથમાં શું! શીરીન—હેં? (શીરીનની ગમ હરણફાર થઇ જોયા કરે છે.) શીરીન!! એ હું શું જોઉંછ? તું શીરીન! અરે તુંને થયું શું! તું શીરીન છે કે શીરીનનો પડછાયો છે? અરે છોકરી, આટલા દહાડામાં તારી એ શું હાલ હવાલી! એ તું પીએછ શું હેં?

શીરીન—ગુસ્તાદજીએ શકતી આવવાની દવા આપીછ—આ!

[મુસાજી તેણીના હાથને એક ઝટક મારી તેણીના હાથમાનું દવાઇ સાથનું ગલાસ ઝુંટવી લે છે, સુંઘે છે અને પછી જમીન ઉપર પટકી નાંખે છે.]

મુસાજી—અફસોસ કમનશીબ છોકરી! આય શયતાનો તારૂં ખુન કરવા બેઠાંછ. તોબાહ! પણ તું બીચારી શું જાણે! (મુસાજી દાંત કચકચાવીને વીરલુ ડોસાં ગમ ઝનુનથી જોય છે. વીરલુ ડોસાં સટકી જાય છે.) શીરીન! ફરીથી તારે આય દવાઇનું એક ટીપુંબી લેવું નહીં—ખબરદાર! તું પોતેજ શું જોતી નથી કે તું અરધી કબરમાં તો ચાલી જઇબી ચુકીછ! આય લોક તુંને ઝેર પાએછ! આટલા દહાડા હું જરાક બેદરકાર રહયો પણ હવે મારે છરીની ધાર પર રહેવું પડશે. શીરીન તું ધારેછ તેવો હું એક મુસલમાન નથી હું એક પારસી છેઉં. જો જો—આ મારો સદરો ને કસ્તી ગભરા ના! હું તારો ખરો દોસ્ત છું. સાભલ દીકરી-મેહેરનોશજી વજીફદારની તું ખરી વારેસ

નથી. તું શીરીન ગાંધી છે ખરી, પણ સોરાબ ગાંધી બીજી બઇરીની છોકરી છે—ને મેહેરનોશજીએ તો પેહલી બઇરીની છોકરીને દોલત આપવા વીલમાં ફરમાવ્યું છ. આય ગુસતાદજીએ ને તારી માયે દગલબાજીથી તુંને હરામના પૈસા પેહરાવી ફસાવીછ—ને હવે તારૂં કાટલું કાહરવા તે પાપીઓ ખાઇપીને મંડયાંછ.

(ખીસામાંથી એક નાની સીપટી કહાડી શીરીનના હાથમાં મુકે છે) વાસ્તે જરાબી કાંઇ ધાસ્તીની નીશાની માલમ પડે કે જોરથી આય સીપટી ફુંકજે. એ ગળામાં પેહરી રાખ. બીહ ના છોકરી, હું અહીં ઘેરની આગળથી હવે ખીસવાનો નથી. તું આજથી મારી પોતાની દીકરી છે.

શીરીન—(રડમસ અવાજે) ઓ હું શું કરૂં? મને ઘણી બીહીક લાગેછ. (શીરીન રડે છે.)

મુસાજી—યા ખુદા! તારી પર જફા પડેછ, છોકરી! પણ ખુદા સાહેદ છે કે હું એ બે બુનીયાદ દગલબાઓને બરાબર પુરો પડશ. કોઇનાં પગલાં સમજાયછ. ખબરદાર! બીહતી ના. હો—હો! આય શું એજ ગલાંફાસું પાપી આવી લાગેછ!

(મુસાજી છુપઇ જાય છે. ગુસ્તાદજી બરપચ કરતા આવી લાગે છે.)

ગુસતાદજી—ચાનજી કાંહ છે રે, પોરી?

શીરીન—હું નથી જાણુતી.

ગુસતાદજી—નથી જાણુતી! તારે અહીં ઉખરા જેવી એકલી ઉભી રહીને શું કરેછ! વરી ટપાલમાં પેલા લુખ્ખા સુક્કા હેમક અદેસર પર કંઇ કાગલ ટપકાઠવાની

વેતરણમાં હોશે. તું હજુર ઠેકાણુ આવતી નથી—કેમ ?

[શીરીન જવાબ દેતી નથી પણ મોંહડું મરડીને ઉભી રહે છે.]

ગુસ્તાદજી—આહ! નહીં, તું સીધે સીધી નહીં સમજતી! અરે રાન ધનચકકર! તું એ ટીલપાતીયા ઉપર અફરાઇને વાજ વરેછ પણ તે સાબુ સુકાઇયો તો તુંને હવે આંખીને જોતોબી નથી! કાંહ મરી ગેઇ પેલી બુઢ્ઢી પીરોજ! (પીરોજબાઇ આવે છે) પીરોજ. આય કુકતીને સમજાવ! હું એના માથાંમાંની રાઇ હેઠી પારવાનો ને ફર પારવાનો. એ મને ગણકાવતી નથી. એ રાન ડાકણ માથે સીંગરા લઇને ફરી મરેછ. મને વીરઊં હોસાંએ આવતાંને વાર કહયું કે આય પોરી સાથ ચાનજી એક દાહરો વાત કરતો'તો તેટલાં કોઇ હીચકારા મુંજીએ પછવારેથી જોશમાં તેના માથાં પર એક ડાંગનો ફટકો મારી તેને બેસુદ્ધ-જમીન પર પારી નાંખ્યો ને પછી નાશી ગીયો! ખરી વાત કે!

પીરોજબાઇ—હા, ચાનજીભઇને મેં લોહીથી ઝઝરતા પરેલા જોયા.

ગુસતાદજી—હેં! પણ તે ઉતો કોણ મુંજી બચ્ચો! પુછ, પીરોજ, એને મારા દેખતાં પુછ કે તે કોણ બદબખ્ત ઉતો!

પીરોજબાઇ—(ગુસતાદજીને બાજુએ લઇ જઇ) એને હાડમાર ના કરો, ગુસતાજી! જો વરી તમુને પગે પરીને કેહુંછ! એનાં હાલ અવતાર પરી ગીયાછ જો!

ગુસતાદજી—(પીરોજબાઇને જોરમાં બાજુ હરકાઠી કહાડે છે.) ચઉપ! મુંગી મર! તુંને કોણ વચ્ચે બોલાવેછ? (પાછો શીરીન ગમ ફરીને) બોલ કુકતી! જવાબ દેતાં મોહનું ભાંગી ગીયુંછ કે! ચાનજીને કોણ હીચકારા મુજીએ પછવાડેથી ડાંગ મારી?

(શીરીન જવાબ દેતી નથી. ગુસતાદજી પોતાના હાથમાં પકડેલી લાકડીની ભારી મુંઠ વડે શીરીનનાં ટાંચાંપર જોરમાં એક ફટકો મારે છે. શીરીન કળવળીને એક ચીસ પાડી અને મોટેથી રડે છે. પીરોજબાઇ વચે પડે છે. તેવણુને બાજુમાંથી પકડી ગુસતાદજી દુર ફેંકી દે છે.)

બોલ જલદી! ચાનજીને મારનાર કોણ હરામઝાદો તારૂં નવું પુછડું થઇને અહીં પેઢો પરીયોછ?

[મુસાજી નીકલી આવે છે.]

મુસાજી—હું પેઢો પડીયોછ—હું મુસાજી પોતે!

[ગુસતાદજી તેની ગમ ખવીસની માફક ઘુરકે છે.]

ગુસતાદજી—એટલે? તમારૂં અહીં શું કામ છે, મુસાજી!

મુસાજી—કામ! તારા જેવા ચંડાળના હાથમાંથી આ નીર-દોશ નીરાધાર છોકરીને બચાવવાનું! તું કાહરનો આય બચ્ચાંને માર મારીને શું પુછેછ? લે હું કેહું, નાતરસ ખુની નાપેકાર! તારા ભત્રીજાને હાથે તે દહાડે આય બાળકીની લાજ લુટાઇ જતી અટકાવનાર હું મુસાજી મુસ્તફર પોતે ઉતો—(શીરીનને) જા બાઇ–તું અંદર ચાલી જા!

(શીરીન અંદર ચાલી જાય છે)

ગુસતાદજી—અરે એટલે? પણ તું કહેવા શું માંગેછ!–તું છે કોણ!

મુસાજી—હું! હું તારા જીવનો જમ છેઉં! ગુસતાદજી, પીરોજબાઇ! હેફ પડજો તમારી ઉપર! તમારાં કરપીણ કરતુકને ખાતર આય ગરીબ નીરદોશ બચ્ચાં ઉપેર જફા પાડોછ! ગુસતાદ, તારૂં જોર બતાવવું હોય તો આવ મારી સાંમે! ઉપ્રામ તારી લાકડી જોઉં મારી ઉપર! બેવફા બાયલા! રૂપાંની ચલક અને તાંબાના તાપથી તારી આંખે નજલો

થયોછ! હરામના પૈસા પચાવીને અટ્ટકાર મારી જવાનો જે તું તાગરો રચેછ—તે જોઈ મેહેરનોશજીનું રૂહ પેલી જેહાનમાં ધ્રુજતું હોશે! હું પછી તારી ઉપર! (મુસાજી જાય છે)

ગુસતાદજી—યા ખોદા! આય મુસાજી એક ભુત છે કે બળા છે! એનો સાદ તેં સાંભળ્યો, પીરોજ! એનાં આંખનાં ડોરા તેં જોયા! મારા જીવના કસમ! એ માણસ કોઈ આપરો જમ થઈને ભસતાંમાંથી આવેલો લાગેછ!

(પીરોજબાઈ જાય છે. ચાન ડોળતો ડોળતો આવે છે)

ગુસતાદજી—ચાન—આવની તો! જલદી ચાલી મરની!

ચાનજી—(કુમ ખસવારીને) વરી હું ઘોરે ચહડી આયવો! હું અફરાતફરી છે—હેં!

ગુસતાદજી—હરામ જાશ, તું આટલો વખ્ત મુવો તો કાંહ? તારે ખાતર આય પોરી શીરીનને હું અહીં ઘસરી લાયો ને તું અફુખરો નાહસ્તો કરેછ!

ચાનજી—ખ્ખાર તારૂં! તુંને એ હું વેહણ્ણું લાગેલું, કાકા! એ અલગ્રી તો નીહ સમજે. પાતળી રને હું પીજયા કરે! તાહરી માહકાણ મહી માંરૂ ટાલકું હેકાઈ ગીયેલું. ગુહતાદ કાકા, એ હેતાનનો હહરો જખી આહે ને જો મારા સપાટામાં આઈવા તો બોઠી પોઠી કરી લાખા—હોઉવે!

ગુસતાદજી—સાંભલ ગધેરા! જે ચંડાળે તુંને માવા જેવો ઝપેટો મારી ભોંયપર અફારી નાંખ્યો તે મેહેરનોશજીનો મુસલમાન કારભારી મુસો છે. એણે તારી ટાલકી ફોડી નાંખીને વરી સામયો મને ડખરાવવા આય ઘેરમાં હમણા ઘુસી આયોતો!

ચાનજી—પણ એ હું માંગે હું?

ગુસતાદજી—આય કુકતી શીરીનનો કોઈ મલત્યો છે. એ કાફરને પાછો પકડવો હોય તો કામ મુશકેલ નથી. પણ એ એખલો નથી અહીં આવી મરતો!



હુમાયુજી વજીફદાર.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

ચાનજી—તેમાં હું! મારી હાથે લક્ષોયાને ને દાદા મેટકીને રાખા—તું એક ફેરી મને એ માનહ દેખારી આપની.

ગુસતાદજી—ઠીક તારે! આવતી કાલે રાતના ૯ વાગે એ બે તારા દોસ્તને પેલી આપરી ખજુરાંની ઝુપરીમાં લાવ. આપરે ચાર જણ એ મુસાજી ફુસાજીના દાદાઓનેબી પુરા પરશું. એને ઝુપરીમાં લાવવાનું મારૂં કામ છે. તાંહ શીરીન અને મારી વચે ગમે તેબી થાય તોબી તમો વચમાં પરતા ના. તમારે તો બસ પેલાનીજ સાથેજ હીસાબ રાખવો—જા હવે!

(ગુસતાદજી જાય છે.)

ચાનજી—એ હેતાનને આખો જાતો મુકું તો ઉં માકા મદારીનો ચેલો નીહું. કોણ ઓહે! ટોળીનો તો હોયજ નીંહ—હોય તો મને મારે હું કામ! જોઇહું કાલે.

[ચાનજી જાય છે.]

## સીન ૫ મો.

[ગુલાબવાડીના કમપાઉન્ડનો એક ભાગ—એક માંડવો દેખાય છે. ચેરની ટેબલ-ચાહેની ટીપઈ-બુરસીઓ છે-દુરથી મકાનનો એક ભાગ નજરે પડે છે.]

અદી—(સ્વાગત) શું વખત નીકરી જાયછ ! બોલ બોલતામાં પાંચ મહીના ઉડી ગીયા ! મારા કાકાની આય ગુલાબવાડીની માલેકણ શીરીન ગાંધી અહીંથી જતી રેહી ને હવે નવી માલેકણ તરીકે કોણ આય વાડીમાં આવીને રેહયુંછ ? કેટી દાવર !! કહે જે એના સોલીસીટરોએ આય એસટેટ હડી લાખ રૂપીયે શીરીનના એકઝીક્યુટર પાસથી વેચાતુ લીધું ! એબી તકદીરની તાસીર છે (હસે છે) પેલા મીસી બાબા તો અહીં હાલ ને કાજ ચમન કરેછ ! ગામમાં તો છડેચોક બોલાયછ કે મામાની છમસી વીતાં કેટીના ને જાલના લગન થશે. હે-હે ! એ લોક મનમાંજ અદરાયછ ને મનમાંજ પરણેછ. મામાજીના માસીસાને દાહડે બદમાશ ગુસ્તાદ પ્લીડરે મારી આગળ સુચના કીધી કે ! આય બીજાજનાં બોરીયાં કેટીને એના બાવાના વીલની વાતથી છેલ્લી ઘરી સુધી અંધારાંમાંજ રાખીએ ! છ મહીનામાં થોરા દાહરા બાકી હોય તાહરે બારમે કલાકે એને વીલ દેખારવું—કે જેથી અણીપર ધીક આવે તાહરે એને કોઈનીબી સાથ પરણી જવા વગર છુટકોજ નહીં રેહ ! ગુસ્તાદ કેહજે પછી એ છોકરી મને છોરીને દોડાદોડીમાં બીજા કોણુને પરણવાની હતી ! ને જો છ મહીનામાં નહીં પરણે યા જાલનેજ પરણે તો

અરૂ કામ પાર થાય! (ફલાંગ ભરે છે.) આહ એ ફ્લેગારડના કેહવામાંથી વજુદ ઉતુ! વીસ લાખ રૂપીયા! બાઇ જીંગો–કાંઈ નાની સુની રમત નથી! એ અફલાતુન માજનદરાન છોકરીને ઠેકાણે લાવવા સારૂ આરે લાકરે આરો વેહ લયા સીવાય છુટકોજ નથી! (દમ ખેંચે છે.) પણ મને પહેલ એમ છેક સખત બનવા ગમયું નહીં! મેં જોયું કે લાવ જરા નરમીથી કામ લેઉં–કરીને મેં એને લાયકીથી એક કાગજ લખી બધી ગઇ ગુજરી ભુલી જવાનો આગ્રહ કીધો! પણ–જોવની, આય તેનો સુશીયાનો જવાબ–

[કાગળ કહાડી પાછું વાંચે છે.]

ડા૦ અરદેશર વજીફદાર

સાહેબ,

તમારૂં કાગજ મલ્યું છે. મારાં સુખને ખાતર તમુને ચીંતા કરવાની જરૂર નથી. મારી શું ફરજો છે તે હું બરાબર સમજુછું,

લા૦ કેટી.

[ખુબ ચીરડાઇને કાગલ્યું ડુચો કરીને દુર ફેંકી દે છે.]

અદી—એનો મીજાજ તો જોવ! મારા ભલમનસઇ ભરયા કાગજનો આવો ઇનસલટીંગ જવાબ!! મારી સમજાવટ અને નરમાશનો આય નતીજો! કેટલી તોછરાઇ–કેટલો તુમાખ!–આહ–મીજાજની કુતરી! મારી રગેરગમાં હવે કેહર અને ધીકકાર પસરી રહયો છ. બસ, હવે તો જે થાય તે ખરૂં! હુંબી તો ખરો કે તું તુંદ અભીમાની છોકરીને મારા પગ તળે કચ્ચરું!

કરૂં તુચ્છકાર! ધરૂં ધીક્કાર! કેટીનો, ફેટીનો,
રાખે તુંદી ભારી તો

તે તાહરી તેજી સારી હું ભુલાઉં!
શું સમજે તું તાહરાં મનથી, ઓ સરકસ, ઓ બેઇમાન!
સરકસી તે તાહરી તોડું, ઓ મગરૂર તું—ઓ નાદાન!
એવું ગુમાન રાખે જો!
ચક્કર મક્કર કાંઇ બી કરી, કેરી મેલું હું હયેરાન,
ફુળી ફાલી, ખાલી ખાલી, પૈસાવાલી!—કરૂં તુંને પશેમાન.
દુશમન થાઉં, આફત લાઉં, ખુબ હંફાઉ! હું તુંને!
ચાલો! એ લોકજ આવેછ—જરા રંગતો જોઇયે!—

[ અહી છુપાઇને ઝાડના ઓથામાં ઉભો રહે છે. કેટી તથા જાલ બગલમાં હાથ નાંખીને આવે છે ]

જાલ—કેટ! તારી પાસે બેસીને બે ઘડી સુખ દુઃખની વાત કરૂંછ તે મારે મનથી જાણે બેહેસ્તમાં જાઉં છ—ખરૂં કેહુંછ!

કેટી—( હસીને, તેનાં ગળા આસપાસ હાથ વીંટાળી ) જાલ, મારી પાસે પૈસા નહીં હોય તો એ તારૂં બેહેસ્ત એવુંજ રહે કે! હું ગરીબ માણસ એક પૈ વગરની આજે થઇ જાઉં તો તું મને હમણા જેવા તો નહીંજ ચાહે. ખરૂં કેની, ડીયર?

જાલ—હમણાથી વધારે ચાહી શકું તો જરૂર તેમ કરૂં. તું જો ગરીબ બને તો મારા આશરા અને પયારની તુંને વધારે અગત પડે, મારાં મોતી!

કેટી—હાસ્તો! મારા બધા પૈસા જો આજે જતા રહે તો પછી આપુને એક નાહનલો ગરીબરો માળ ભારે લઇને રેહેવું પરે. આપરે તરત લગન કરીને કેઠે સસતાં ભારાંના ઓરડા શોધી કાહડીયે! મારા જાલ, તારો પ્યાર મને મળે તો પછી મને બીજા કશાંની દરકાર નથી!

[ ચાહે રેડીને જાલને કપ આપે છે ]

કેટી—પ્યારા, તાહારા પ્યારની પ્યાસી હું—
તન, મન, ધન ઓવારી નાખ્યું માહરૂં, વ્હાલા !—પ્યારા.
જાલ જંજાલમાં નેં તો ફસાવી,
સાચાં જીગરથી અંતે હસાવી;
દિલ માહારૂં તેં તો લીધું લુટાવી,
સુધ્ધી બુધ્ધી તેં ભુલાવી !—પ્યારા.

દોહરો.

જેમ પવનની લેહેરથી અંગ નમાવે વેલ,
તેમ નમાવે પ્રેમી જગતને હેત પ્રીતની રેલ !
પીડ[1] પરાઇ કોઇ શું જાંણે—જેને વીતી હોય તે માને !
—પ્યારા.

ખરૂં કેહું છ, જાલ—તારી સાથ પરણીને ગરીબઇમાં વહીતરૂં કરવાપી જો તું કહે કેની તો હું તો પાંચ મીનીટમાં તૈયાર થઇ જાઉં.

[જાલ ચાહે પીતાં બાંક ઉપર અધેલીને ખડખડ હસી પડે છે.]

જાલ—(તેણીની કમર આસપાસ હાથ વીંટાલી પોતાની પાસે ખેંચી) ડારલીંગ, આજે એવી ગાંડીઘેલી વાત શાની કરવા પરી ગેઇ? કુદરતે તુંને એક ગરીબરા મારપર વહીતરૂં કરવા સરજેલી નથી, મારાં જીગર ! ચાલ ! એવી વગર અરથની ટકટક ના કર, ડીયર. તું કોઇ વખત એમજ ચેરી થઇ જાયછ. લે આવ કેટ, જરા ચેસનો દાવ માંડયે. તારે હાથે હું રોજ મહાત થાઉંછ—પણ તેપી તારા હાથે તેમ થવામાં ઓરજ મજાહ છે.

(બેઉ સેત્રંજની ટેબલપર ગોઠવાય છે.)

---

૧ પીડા.

કેટી—જો વળી વજીર કે હાથી આપી ના દેતો, હું કે! જાલ, ખુબ ધ્યાનથી ચીપી ચીપીને રમજે, જોઉં છું તો!

(તેઓ રમે છે. અદી આસતેથી કેટીની પાછળ જઈ ઉભો રહે છે, અને ખંખાર મારે છે—કેટી ચોંકીને પછવાડે ફરી જોય છે.)

અદી—(અણગમાથી) ઘણી સરસ બાજી રમોછ! ચલાવો, તમારી રમત ચલાવો! મારે લીધે અટકી ના જાઓ—

(ખુબ કચવઈને મ્હોડું ફેરવી કેટી પાછી રમતમાં મશગુલ થાય છે. તેણીનાં મોહરાં ધડાધડ જાલને હાથે ઉંચકાઈ જાય છે.)

જાલ—ચેક એન્ડ મેટ! કેટી, પહેલી વખત તું મારા હાથે હારી!

કેટી—આય તમારી મોહકાણ જોઈ, ડાકટર! પહેલી વાર મારી જીંદગીમાં જીતતો દાવ હું હારીને મોહત થઈ!

[ચેસની ટેબલ પરથી ઠડાક દેતી કે ઉઠી જઈ એક બાજટ પર બેસી જાય છે.]

અદી—(દાંત પીસીને) મારી મોહકાણમાં તમે મહાત થયાં! મારી મોહકાણમાં!! ખોદા ખેર કરે! મારેથી એમ સેહલાઈમાં તમે મહાત થતાં હોવ તો બીજું શું જોઈયે! અ—છેરે—જરા મારે તમારી સાથે પાંચ મીનીટ ખાનગી વાત કરવીછ—અંદર આવશો?

કેટી—(રોહસામાં) જે કેહવું હોય તે અહીંજ કેહવો, જાલથી કંઈબી વાત છુપાવવાની જરૂર નથી.

અદી—(દમામથી) નહીં—બંગલામાંજ આવશો તો મેહરબાની થશે. મારે કાંઈ ઘણુંજ અગતનું ખાનગી કેહવાનું છે.

કેટી—(કેટી ઉઠીને જાલ આગલ જઇ તેને બાજુએ લઇ જાય છે) જાલ, હવે શું કરૂં ? મરે, મને તો એનું મોહનુંજ જોવા નથી ગમતું.

જાલ—તું એની સાથ વાત કરી લે, કેટ—હું જાઉંછ, જો તો ખરી, વરી એ શું તેરા કુતતા મેરી કોહ-ડારી કરતો આયોછ! મને લાગેછ કે એનું ભેજું પોચુ પરવા માંડે છ! સાંજે પાછો આવું તારે કેહજે, લવ—હમણાં તો સાહેબજી!

[જાલ જાય છે—કેટી પીઠ મરડીને ઠસ્સામાં ઉભીજ રહે છે. અદી નજદીક આવે છે.]

અદી—(નરમાસથી) પેલા મી० જાલભઇ ઉમરીગર જો ગીયા હોય તો હવે મને જરાક ધીરજથી પાંચ મીનીટ વાત કરવાની રજા આપશો !

કેટી—તમારે જે બોલવું હોય તે જલદી બોલી દેઓ! માથું ના ખાયા કરો!

અદી—મીસ દાવર, મેહરબાની કરી થોરો વખત તમારાં દીલનો બધો અણગમો બાજુએ મુકો અને ધયા-નથી મારૂં કેહવું સાંભળો; મારાં દીલમાંબી કંઇ લાગણી છે. કેટી, હુંબી એક જીગર ધરાઉંછ.

કેટી—હોશે! તેમાં મને શું! પેલી શીરીન ગાંધીને વાસ્તે તે અનામત રાખી મુકો.

અદી—છટ, મશકેરી કરવાનો વખત નથી. હું જાણુંછ કે તું મારી પર ગુસ્સે છે, કેટી—પણ રફતે રફતે હું તારી લાગણી ફેરવી નાંખી શકશ. જો જરાક ગંભીરપણે બહેસ્તી મામા-તારા સુરંબજી બાવા-જી—ની મરતી વખતની ખાહેશનો ખયાલ કર. હવે ગેઇ ગુજરી આપણે ભુલી જઇશું. બસ મને છેવટનો જવાબ આપ.

કેટી—તમોને વ...ના જવાબ જોઇયેછ?

અદી—હા, કેટી—તારા જવાબ પર આપરાં બેઉનાં સુખનો આધાર છે. હું તુંને ખરી ખંખારીને આય છેલ્લી વખત શાદીની પવીત્ર ક્રીયામાં મારા હાથની આફર કરૂંછ. કેટી, હમણાજ મને તારો જવાબ હા કે ના જોઇએછ.

કેટી—તો સાંભલી લેવો કે હું તમારી સાથ મરી જતાંબી પરણી શકવાની નથી. બરાબર સાંભલ્યું, ડાકટર? મને કાપીને કટકા કરશો તોબી નહીં; મારાં જીગરથી હું તમુને ધીક્કારૂંછ.

[અદી દાંત પીસીને પોતાનાંજ પગો ઉપર લાકડી ફડાફડ મારે છે.]

અદી—(બાજુએ) આહ! આવું અપમાન! આટલી બધી તોછડઇ! (ગુસ્સાનો દમ ખેંચે છે) (મોટેથી) મને એટલો બધો છેક ધીક્કારોછ તેથી મેહેરબાની થઇ પણ તમુને તેથી કપાઇને કટકા બુકલા થઇ જવાની કંઇ જરૂર નથી. મીસ કેટીબાઇ દાવર, તમુને આખ્ખાં ભરયાં પુરયાં ઉપાડી લેવાને જાલભાઇ ઉમરીગર તદન હડતા કડતા બેઠલા છે. તમે તેની સાથે પણવાના છેઓની?

કેટી—હા—તમારી રજા સાથે કે તમારી રજા વગર!

અદી—ત્યારે ગમે તેવાંબી પરીણામની તમુને દરકાર નથીજ! તમે મારી માંગણી બસ છેલ્લીવાર ઉરાડી નાંખોછ?

કેટી—હું તમુંને જવાબ દઇ ચુકી અને વધારેવાર તમારી સાથે મારૂં માથું ફુખવવા માંગતી નથી.

[કેટી ચાલવા માંડે છે.]

અદી—(તરાશ કરીને) ઉભાં રેહવો! એક મીનીટ જરાં ઉભાં રેહવો! પોતાની મરતી વખતની ઇચ્છા પાર

પાડવા સારૂ તમારા બાવાજીએ ગોઠવણ કરેલી અધુરી નહીં ઉતી, મીસ દાવર! તમારી સુધી ઠેકાણે લાવવાની કરામત આજની ઘડીએબી તેવણ ધરાવેછ—સમજયાં?

કેટી—(ચાલતાં ચાલતાં અટકી જઇ) એટલે? તમે શુ કેહવા માંગોછ?

અર્દી—એજ, બાઇ સાહેબ, કે એક વીલ મલી આયુંછ.

કેટી—(નેણ ચઢાવી) વીલ! તમે આજે ભાંગબાંગ લઇ આયાછ કે! શાનું વીલ!

અર્દી—તમારા બાવાજી તે મારા મામાજી બેજનજી દાવરનું વીલ! કોણને મલ્યુંછ ને કહાંથી મલ્યુંછ તે વાત પછી થઇ રહેશે. હું તો આજે તમુને એટલુંજ કેહવા આયોછ કે જો તમે પેલા નામીચા બારીસ્ટર જાલભાઇ ઉમરીગર સાથ પરણો તો તમારા બાવાજીની તમામ અસ્કયામત અને મીલકતમાંથી તમે રદ બાતલ થાવો અને તેનો એકલો વારસ હું—બેહેસતીનો ભાણેજ—ડાકટર અરદેશર વજીફદાર થાઉ!

કેટી—(ધપ કરતી કે બાજટ ઉપર બેસી જઇ એક નીસાસો નાંખે છે) ગરીબ બીચારો જાલ! આય ખબર સાંભલીને તે કેટલો દલગીર થશે!

અર્દી—(બાજુએ) જાલ મરેરે પાછલી રાતના! (મોટેથી) ગરીબ બીચારા જાલને દાર દોધીમાં નાંખોછ, પણ મારી વાત પુરેપુરી તમે સાંભલી નથી. મામાના વીલ પ્રમાણે તમારેથી એની સાથ પરણાય નહીં, એટલુંજ નહીં—પણ છ મહીનાની મુદતમાં તમારે કોઇબી બીજા સાથ પરણવુંજ જોઇયે! નહીં પરણો તોબી તમે વારસામાંથી દુર થઇ જાવો. હજુર તમે મારો હાથ ના પાડોછ કે, મીસ કેટીબાઇ દાવર?

કેટી—એ વીલ કાંહ છે? મારે તે જોવુંછ!

અદી—ગલબત તે તમુંને હંખારવામાં આવશે. નાનાભાઇ સોલીસીટરે ગામાનાં ઓચ્ચરીયાંઓ માંથી તે શોધી કાહડ્યું છે. કાલે તેવણને તે અહીં લઇ આવવા હું લજ્યશ. તમારા હાથમાં વીચાર કરવાને હજુર તો ખાસ્સો એક મહીનો બાકી છે (કેટી મહોંડે રૂમાલ ઢાંકીને થોડાક પળ બેસી રહે છે.)

કેટી—(અદી ગમ જોયા વગર) એક મહીનો વીચાર કરવાને બાકી છે? ઠીક છે. એટલી બધી મુદત મને વીચાર કરવા જોઇતી નથી! વીલ ફીલ જેવું તમે કેહવોછ એવું કંઇ બરેહુંજ હોશે તો કાલનો કાલ મારો જવાબ તમુંને મળશે. મારા જાલ ઉપા રથી પચાસ વખત એવી દોલત ઓવારી નાંખવા તઇયાર છેઉં. તે મને ભીખારી હાલતમાં સેવા વધારે ખુશી થશે—કારણકે તે તમારા જેવા પૈસાનો ભુખો ડાંસ નથી.

અદી—અહો! એટલો બધો તમારા મગજમાં પવન છે?—

કેટી—હા, હલકા હજામરાની કાની જાહરે હોય તાહરે પૈસા—પૈસા—પૈસા શું કરીયા કરોછ? પૈસા——આજે કોણનાં રહ્યાંછ કે તમારાને મારા રેહેવાના છે? જો પૈસા પરજ તમે જીવતા હોવ, પૈસામાંજ તમારી બધી દુનયા સમાઇ જતી હોય તો ખુશી થાવો ડાકટર અરદેશર વજીફદાર કે મારા બાવાની લખ્ખો રૂપીયાની દોલતના તમે વારસ છેવો! ખરા પ્યારની આગળ પૈસો શું ચીજ છે?

અરે દુનિયામાં પૈસા શું? ખરા પ્યારની બલહારી છે!
જુઓ તો પૈસા પર ફીટ, હાં, ખરા પ્યારની સરદારી છે!
—અરે.

ગુપડે વસ્તાં જે ગરીબ સાકું સુતરું ખાએ,
સંપ અને સંતોશ વસે—દુખીયાં સુખીયાં થાય!
નથી પૈસામાં સુખ કહીં—કે પૈસો બેકરારી છે!—અરે.
તાજ ધરે સરપગ ભલે, કરે દુનિયા પર રાજ,

રાજ તાજ તારાજ છે, પ્યારથી જો મહોતાજ!
ભલા, તેજ પ્યાર ખરો જો છે—ગરીબાઈજ પ્યારી
છે!—અરે.

(ગુસ્સામાં ધસારાબંધ બંગલામાં ચાલી જાય છે.)

અદી—(અતી ઘણા જોશથી દાંત કચકચાવી બાજુએ) કેટી દીવર! તું મનમાં ગમે તેમ ચાહે પી—પણ તારા બાપના પૈસા સાથ હું તુંને જો જીતું નહી) તો મારી ઉપર લ્યાનત પડે! તું મારા સપાટામાં આવીછ! પેલો ઉજબખ્ખ બારીસ્ટર જો તુંને ગટરમાંથી ઉંચકી લેવા નાજ કહે તો પછી—પછી ગજવામાં એક ફુટી દમડી વગર તું નાશી નાશીને જવાની કાંહ છે!

ઓ નાદાન—તાહરૂં ગુમાન,
છે સત્યાનાસીની એ નિશાંણ! (બે વાર.)
દુર—દુર—અમથી મનથી ના ફુગરાતી તુંજ પૈસા પર,
ધુર—ધુર—મલશે તાહરી ઉમેદ સારી ધુર આખર!
(બે વાર.)

ગરૂરી તુંજ આખર ફના એક દમમાં થવાની છે,
હરધુત!—એ સરકસી તાહરી હવા થઈ જવાની છે!
અદના ગીયાં, આલા ગીયાં, તો તું શું ટકવાની છે?
તુંખી, મગરૂર, જોતાં જોતાં એક દમમાં સરવાની છે
(બે વાર.)

તાહરૂં તાણ, બદગુમાન! હું ભુલાઉં, હું વીસરાઉં
એ છે બસ અરમાન! (બે વાર.)
એ તુંદી તાહરી—ઓ સરકસ,
તું ભુલી જશે—હજી બી સંભાલ! (બે વાર.)
એ તુમાખ—કાહારી નાખ, યાદ રાખ, કરશ ખાખ,
તું ઓ કેટી—ચેતી ચાલ! (બે વાર.)

[અદી જાય છે.]

અદ્દી—અલબત તે તમુંને દેખારવામાં આવશે. નાનાભાઇ સોલીસીટરે મામાનાં ઓચ્ચરીયાંઓ માંથી તે શોધી કાહરયું છ. કાલે તેવણુને તે અહીં લઇ આવવા હું લખશ. તમારા હાથમાં વીચ્ચાર કરવાને હજુર તો ખાસ્સો એક મહીનો બાકી છે (કેટી મહોડે રૂમાલ ઢાંકીને થોડીક પળ બેસી રહે છે.)

કેટી—(અદી ગમ જોયા વગર) એક મહીનો વીચ્ચાર કરવાને બાકી છે? ઠીક છે. એટલી બધી મુદત મને વીચ્ચાર કરવા જોઇતી નથી! વીલ ફીક્ષ જેવું તમે કેહવોછ એવું કંઇ બરૈલુંજ હોશે તો કાલનો કાલ મારો જવાબ તમુંને મળશે. મારા બાલ ઉપા રથી પચાસ વખત એવી દોલત ઓવારી નાંખવા તઇયાર છેઉં. તે મને ભીખારી હાલતમાં લેવા વધારે ખુશી થશે-કારણકે તે તમારા જેવો પૈસાનો ભુખ્યો ડાંસ નથી.

અદ્દી—અહો! એટલો બધો તમારા મગજમાં પવન છે?—

કેટી—હા, હલકા હજામરાની કાની જાહરે હોય તાહરે પૈસા-પૈસા—પૈસા શું કરીયા કરોછ? પૈસા——આજે કોણનાં રહ્યાછ કે તમારાને મારા રહેવાના છે? જો પૈસા પરજ તમે જીવતા હોવ, પૈસામાંજ તમારી બધી દુનાયા સમાઇ જલી હોય તો ખુશી થાવો ડાકટર અરદેશર વજીફદાર કે મારા બાવાની લખ્ખો રૂપીયાની દોલતના તમે વારસ છેવો! ખરા પ્યારની આગળ પૈસો શું ચીજ છે?

અરે દુનિયામાં પૈસા શું? ખરા પ્યારની બલહારી છે!
જુઓ તો પૈસા પરે બી, હાં, ખરા પ્યારની સરદારી છે!
—અરે.

ઝુંપડે વસતાં જે ગરીબ સાદું સુતરું ખાએ,
સંપ અને સંતોશ વસે-દુખીયાં સુખીયાં થાય!
નથી પૈસામાં સુખ કહીં—કે પૈસો બેકરારી છે!—અરે.
તાજ ધરે સરપર ભલે, કરે દુનિયા પર રાજ,

રાજ તાજ તારાજ છે, પ્યારથી જો મહોતાજ!
ભલા, તેજ પ્યાર ખરો જો છે–ગરીબાઇજ પ્યારી
છે!—અરે.

( ગુસ્સામાં ધસારાબંધ બંગલામાં ચાલી જાય છે. )

અદી—( અતી ઘણા જોશથી દાંત કચકચાવી બાજુએ
કેઠી દીવર! તું મનમાં ગમે તેમ ચાહે પી–પણ
તારા બાપના પૈસા સાથ હું તુંને જો જીતું નહી)
તો મારી ઉપર લ્યાનત પડે! તું મારા સપાટામાં
આવીછ! પેલો ઉજબખ બારીસ્ટર જો તુંને ગટ-
રમાંથી ઉંચકી લેવા નાજ કહે તો પછી–પછી
ગજવામાં એક ફુટી દમડી વગર તું નાશી નાશીને
જવાની કાંહ છે!

ઓ નાદાન–તાહરૂં ગુમાન,
છે સત્યાનાસીની એ નિશાંણુ! (બે વાર.)
દુર–દુર–અમથી મનથી ના ફુગરાતી તુંજ પૈસા પર,
ધુર–ધુર–મલશે તાહરી ઉમીદ સારી ધુર આખર!
(બે વાર.)

ગરૂરી તુંજ આખર ફના એક દમમાં થવાની છે,
હરધુત!–એ સરકસી તાહરી હવા થઇ જવાની છે!
અદના ગીયાં, આલા ગીયાં, તો તું શું ટકવાની છે?
તુંબી, મગરૂર, જોતાં જોતાં એક દમમાં મરવાની છે
(બે વાર.)

તાહરૂં તાણુ, બદગુમાન! હું ભુલાઉં, હું વીસરાઉં
એ છે બસ અરમાન! (બે વાર.)
એ તુંદી તાહરી—ઓ સરકસ,
તું ભુલી જશે—હજી બી સંભાલ! (બે વાર.)
એ તુમાખ–કાહારી નાખ, યાદ રાખ, કરશ ખાખ,
તું ઓ કેઠી—ચેતી ચાલ! (બે વાર.)

[ અદી જાય છે. ]

## સીન ૬ ઠ્ઠો.

[ નવસારી—એક કોઠરીનો બાહેરનો દેખાવ—એક—ભોંયપર તાડીનાં ઘડીયાં વગેરે છે. ]

[ ચાનજી, દાદો મેટકી, લક્ષીયો કસાઇ તાડી ટાંસતાં અને ભુજન ખાતાં નજર પડે છે. ]

ચાનજી-દાદો મેટકો—અને લક્ષીયો—
વાહ! વાહ! તાડીનો શું છે બહાર! શું છે બહાર,
નોસારીની યાર!
તાડી મજેહદારમાં ગુણ બેશુમાર,
એક આવી ટાંસમાં છે સંસારનો સાર!
{ લાવ, લાવ, યાર,
{ લાવ, દોસ્ત, પીવાર

પેટમાંહી જાતાં ચીચરવારો થાએ,
બુઢો પીએ તો જવાંન બની જાએ!
આય સીક સોટા ભારોભાર—ઉબરીયાં પર માર,
ભુંજન બી તઇયાર—ચાલ, વાર નાં લગાર!
ટે લગાવો, ઉડાવો આય ઘડીયાં બે ચાર!
[લાવ, લાવ,યાર; લાવ, દોસ્ત, પીવાર !] વાહ તારીની—
ઘરયાં ઉઠાવો—ખુશ લેહેર લેહેર આવે,
ટાંસ લગાવો—ગટર બી મપાવે! ટાંસો પીચો બેશુમાર,
લેવો—થાવોની ચીકાર, ખરો એ દિલદાર, કરો
એને પ્યાર!
પીવો—પાવો—સહુ આવો, ટાંસ મારો, યાર!
[લાવ લા યાર !લાવ, દોસ્ત, પીવાર !] વાહ તાડીનો—
(... દાખલ થાય છે.)

ગુસ્તાદજી—લે લક્ષીયા ઉઠ! એમ આલશુ પાડાની કાની અરડાઇ ને અડકાર શાનો ખાયા કરે!

(લક્ષીયો ઉઠે છે.)

લક્ષીયો—ચાલ ભાઇ, જે તે હવે રસ્તો કહાડી નાંખ. હું ચાન ને દાદો પેહલે માલે વખારવાલી ઓરડીમાં બેસીયેછ્ઇ. પેલા આવે કે તાબરા ફેરજે પછી એ જીવતો પાછો અહીંથી નાસે તો માકા મદારી ના સાગેરદો અમુને ના કેહતો.

(લક્ષીયો, દાદો તથા ચાન જાય છે.)

(બાજુએ મેલેલી એક મોઠી બળતી મસાલ હાથમાં લઇ ગુસ્તાદ તેના ભભુકા ગમ ખુનખાર તરસીયા ડોળાએ જોયા કરે છે.)

ગુસ્તાદજી—અચ્ચા (સ્વગત) ગુસ્તાદ! એક વખત જરાક ઓય પેલી ઘરડી પોતાની પોરીને વાહી પટાવીને અહીં લાવશે-એને થોરી ખબર છે કે મેં એ લોકને અહીં શું કામ બેંચાવી મંગાવ્યાંછ! ઓઇ! લે આયાં!

(ગુસ્તાદજી છુપાઇ જાય છે. શીરીન તથા પીરોજબાઇ આવે છે અને અંદર જાયછે.)

[સીન ટ્રાનસફોર્મ થઇ જાયછે—
કોહડીની અંદરનો દેખાવ.]

પીરોજબાઇ—દીકરી તું અમથી મારી સાથ કુહરેછ! લેની તુંને તોહ, ગુસ્તાદજી સાથ રેહવા નહીંજ ગમતું તો મેં એવણે બોહસ કરી આપરા બે જણાંને સારૂં આય છુટી કોઠરી લેવારીછ. લે ચાલ, હવે ડાહી થાની મર—

(તેને કોઠી કરવા જાય છે. શીરીન ઝટક મારી તેવણને ખસાડી નાંખે છે.)

શીરીન—ખીસતાં જાઓ! મારી આગલ ના આવો! તમે મારાં માય નથી—તમે મારાં સુદઇ છેઓ!

પીરોજબાઇ—શીરાં! શીરાં! આજે તુંને શું થયુંછ!

શીરીન—ઓ હું કાંય આય બધી જફા ખમવાને વાસ્તે જીવ્યા કરૂંછ! હું કાંય નહીં મરી જતી! મુઇ હું! મને એક વખત કાંય નહીં મારી નાંખતાં કે નીકાળ આવી જાય! તમે જાઓ—બસ, મારી આગળથી જાવો. મને તમારૂં મોહનું જોવા નથી ગમતું!

પીરોજબાઇ—(રડમસ સાદે) તું એમ કાંય કરેછ, શીરાં! એમાં હું શું કરૂં દીકરી! મારો કાંઇ ચારો છે! ગુસ્તાદજી એવા દાઢા બરીયા થઇ ગીયાછ તે હું એકલે હાથે કોહ મરૂ! (આંખ લુછે છે.)

શીરીન—(ધ્રુજતે સાદે) માય! જો, હજુરબી સમજો! બર જહાનમ ગીયા મુવા એ નજીસ પૈસા! ચાલો આપરે બેઉ જણાં કેઠે નાશી જઇએ—પાછાં અહમદ-નગર જઇયે. બાવા દેવો આય મુવા વકીલને બીજાની દોલત! અરે, તમે આગલ રહીને મારૂં ખુન કરાવોછ? તમે મારા માય છેઓ કે મારાં મતરઇ છેઓ? સમજો માય! તમે આય ગુસતાદજી આગળથી મને બીસારશો નહીં તો હવે હું જરૂર જીવપર કરશ. એવણુ મને ચેકોપર સહી કરવા કહેછ પણ મને કાપીને કટકા કરશો તોબી હું એ જુઠ્ઠા ચેકોપર સહી નથી કરવાની.

(પીરોજબાઇ શીરીનનાં ખભાંપર માથું નાંખી રડે છે.)

પીરોજબાઇ—શીરાં શીરાં! જો બધી મરી જાઉં—દીકરી—ગુસતાદજી હમણા ઘણાજ ફુહરેલા છે તે તું સહી નહીં કરશે તો આપુને મારી નાંખશે—(રડે છે.)

શીરીન—સહી? ચેકપર સહી મારી પાસ તમેબી માંગોછ! તમુંને લાજ નથી આવતી, માય! હું શાની સહી કરૂં? મને એ પૈસા પર હકજ શાનો છે? (ચીચવાઇને

મોટે અવાજે ) ખોદાને, બારનો તો જરાક ડર કરો! તમે બેઉ જણે ગુનાહ કીધોછ તેમાં મનેબી સંડોવવા માંગોછ? એને લીધે તો મારો અદી મને લખ્તો નથી!

પીરોજબાઇ—અરે આસ્તે બોલ, આસ્તે બોલ, શીરાં!

શીરીન--( ઉસ્કેરાઇને વધારે મોટેથી ) શું કરવા આસ્તે બોલ! હું હવે કોઇથી બીહતી નથી. જોઇયે તો મને કાપીને કડકા કરી નાંખો! હું બસ ડા૦ અરદેશરને તમારાં બધાં કારાં ધોરાંની વાત કહી દેવશ—

[ગુસ્તાદજી બળતી મસાલ સાથ નીકલી આવે છે, અને શીરીનને એક દયાહીણ આંચકો મારી જમીનપર તોડી પાડે છે.]

ગુસ્તાદજી---કહી દેશે! કસકુનમ ડાકણ! તું તે કહી દેહવા જીવતી રહેવાનીજ નથી. તું તારા મનમાં સમજેછ શું? કર આય ચેકોપર સહી, નહીં તો તારો જીવ આજેજ લેઉંછ?

( એક ઝટાક સમેત શીરીનને પાછી ઉભી કરી ત્રણ ચેકો સાંમે ધરી ફાઉનટન પેન આપવા ચાહે છે—શીરીન તે લેતી નથી. પીરોજબાઇ વચમાં પડવા જાય છે. ગુસ્તાદજી તેણીને ધકકો મારી બાજુ કરે છે.)

ગુસ્તાદજી—( દાંત પીસીને ) આય તુંને છેલ્લી વખ્ત કેહુંછ! નહીં તો ખોદાના કસમ, તુંને અબઘડી જીવતાં જીવત આય મશાલથી બારી નાંખશ. સહી કરી મર એકદમ ઝટપટ! બીજી એક મીનીટ હું થોભવાનો નથી.

[પીરોજબાઇ વળી પાછાં આડાં પડેછે. ગુસ્તાદજી ચાનજીને હાંક મારી તેડે છે—ચાનજી આવી પીરોજબાઇને આખી ને આખી ઉંચકી લઇ જાય છે.]

શીરીન—(ચીરડાઇને ઝનુનથી) મને મારી નાંખવા માંગતા હોવો તો મારી નાંખો, એમ બીખાવયા શું કામ કરોછ? તમે માંગોછ શું?

[ગુસતાદજી એક જંગલી હેવાનની પેઠે દાંતો કચકચાવે છે]

ગુસતાદજી—(ભયાનક ઘોઘારી સાદે) હું એટલુંજ માંગુંછ કે હું જેટલા ચેક હમણાં તુંને આપું તે પર તાહરે સહી કરવી ને પે મોબેદ્દા બોલાઉં તેની પાસે હમણાંજ આસીરવાદ સરાવી મારા ભત્રીજા આનજી કાનફાટીયા સાથે તારે લગન કરી નાંખવાં! હું કેહુંછ તેમ નહીં કરશે તો આય ઝુપરાંને હમણા સળગાવી દેઉંછ. લોક સમજશે કે અકસ્માતથી આગ લાગીને તું બરી મુઇ!

શીરીન—(કમકમી બે હાથે મ્હોડું ઢાંકે છે) આ ખોદાય!

ગુસ્તાદજી—હવે અહીં તારી મદદે કોઇ કારૂં કુતરૂંબી આવવાનું નથી. બોલ—છે મારી સરતો કબુલ!

શીરીન—(બેહદ ઉસ્કેરાઇને જુસ્સાથી) કબી નહીં. મને જોઇયે તો અહીં કાપીને કટકા કરી નાંખો હું મરી જતાંબી તેમ કરવાની નથી.

[ગુસ્તાદજીના હાથ માહેલા ચેકો એકાએક ઝુટવી લઇ શીરીન તેને ફાડીને ચીરીયે ચીરીયાં કરી નાંખે છે.]

ગુસ્તાદજી—ઠીક છે! લે તારે આય તારા મીજાજનો સ્વાદ! (બળતી મશાલવરડે ઝુપડાંને બે ત્રણ ઠેકાણે આગ લગાડે છે, ને પછી શીરીનને દોરડાં વતી ઢાંભલાં સાથ બાંધવા માંડે છે—શીરીન ચીસો પાડે છે)

ગુસ્તાદજી—(જતાં જતાં) હવે ચીસો તારે ગમે ત્યાં સુધી પાડયાજ કરની! લે હવે લુંજાઇ મર—ને પેલા ચંડાળ અદી

ને ભસતામાં બધું કહી દેજે!

(બારણા ગમ ધસવા માંડે છે—શીરીન ગલે ઓળવેલી સીપટી જોરમાં ફાડે છે—આપો ઓરડો આગથી ધમી ધસી રહે છે—મુસાજી ત્યાં ધસી આવી ગુસ્તાદજીને એક મુક્કી મારી ત્યાં ચટોપાટ તોડી પાડે છે. પછી શીરીનના બાંધેલા હાથપરની દોરી એક છરી વડે કાપી તેણીને છુટી કરે છે. શીરીન તેને વળગી પડે છે.)

ગુસ્તાદજી—(પાછો ઉભો થઇ) હરામખોર! મુજી! મારા કામની વચે તું પાછો આયોછ!

(છલાંગ મારીને ગુસ્તાદજી ઉઠી ઉભો થાય છે ને ઓઠીમાંથી એક લાંબી ઉઘાડી છરી ખેંચી કાહડે છે. મુસાજી તેનાં આંગ પર જઇ તેને પાછો તોડી પાડી તેના હાથમાંથી છરી ઝુટવી લે છે—શીરીન મુસાજીના હાથમાં બેસુદ્ધ તુટી પડે છે.)

મુસાજી—(નાકના ફીફડાં ફફડાવી) તું મને ઓરખતો નથી? દોજખી કુતરા—લે આય જો! (ખોટી દાહડી કહાડી નાંખે છે) હું મુસાજી નથી! જો—દોરા ફાડીને જો—હું કોણ છેઉ!

ગુસ્તાદજી—(બુમ પાડીને) મેહેરનોશજી વજીફદાર!

(મેહેરનોશજી—એક લાત ગુસ્તાદજીને જોરમાં મારે છે અને ખીસામાંથી એક રીવાલવર ખેંચી કહાડે છે.)

મેહેરનોશજી—હીચકારા ચંડાળ! માર હવે છરી મને—હું બી જોઉંછ! અહીંથી એક તસુબી ખસ્યોછ તો મસ-તક છુંડીજ નાંખશ.

ગુસ્તાદજી—અરે તું મેહેરનોશજી કે મેહેરનોશજીનો ભુત! અરે હું શું જોવુંછ!

[ગુસ્તાદજી તાબડા ફોડે છે—દાદા, આન, લક્ષીયો ઉઘાડી છરીઓ સાથ ત્યાં ધસી આવે છે—પણ

શીરીન—(ચારડાઇને ગજુનથી) મને મારી નાંખવા માંગતા હોવો તો મારી નાંખો, એમ ગીભાવયા શું કામ કરોછ? તમે માંગોછ શું?

[ગુસતાહજી એક જંગલી હેવાનની પેઠે દાંતો કચકચાવે છે]

ગુસ્તાહજી—(ભયાનક પોમાગી સાદે) હું એટલુંજ માંગુંછ કે હું જેટલા ચેક હમણાં તુંને આપું તે પર તાહરે સહી કરવી ને પે ગોબેદા બોલાઉં તેના પાસે હમણાંજ આસીરવાદ સરાવી મારા ભત્રીજા આનજી કાનફાટીયા સાથે તારે લગન કરી નાંખવું. હું કેહુંછ તેમ નહીં કરશે તો આય ગુંગળે હમણા સળગાવી દેઉંછ. લોક સમજશે કે અકસ્માતથી આગ લાગીને તું બળી મુંઇ!

શીરીન—(કમકમી બે હાથે મહોડું ઢાંકે છે) ગ

ગુસ્તાહજી—હવે આહીં તારી મદદે કોઇ કારું કુતરું વાનું નથી. બોલ—છે મારી સરતો કબુલ?

શીરીન—(બેહદ ઉશ્કેરાઇને જુસ્સાથી) કબી નહીં તો અહીં કાપીને કટકા કરી નાંખો હું

## સીન ૭ મો.

[ કોલાબે—આલીફુઇના ઘરનો સીટીંગ રૂમ. આલીફુઇ બેઠાં બેઠાં ચોખા ચુંટે છે—આંખે ઉચાં હોવાથી જાડો પીતલનો ચશમો પેહડયો છે. ]

આલીફુઇ—( સ્વગત ) ૭ વાગા ને હજુન કેમ નહીં એ લોકો આયાં ? જોવની, એ બેમરવત તેહમુરસ ડુકતાને કઇ દીલમાં ફુઇને વાસ્તે જરાખી અરે છે ? ફુઇ મુઇછ કે જીવેછ તેની એ પોરીયાને ભલ દરકાર છે ! એના ઢણક બરે ! ઓંજીયો કઇ એબદસા જેવો ફરંગા ગોટલાનો વેસ પેહરીને ફરેછ ને બધી આજ કાલના ચીબાવલા ચરકતાઓની અંગરેજી રીતભાત લઇ બેઠોછ ! પણ નાજુતો આજે લખેછ કે, નહીં એ દાહડાબરીયો જરા હમણે હમણે પાછો ઠેકાણે આયોછ ને હવે તો ઠાવાં ઠોકાં કપરાં પેહેરેછ ને પોતાની રીતભાતબી સુધારીછ. એ હવે સુધરીયો !—હું તો નહીં માનતી !

(બારણું ઠોકાય છે.)

કોઓઓણ ? એ લોક આયા—અં !—કોઓઓણ ?

[ તેમુલજી ધીમે કદમે તપકીર સુંઘતા આવે છે—આલીફુઇ તેની ગમ ભબ્બરાઇને જોયા કરે છે. ]

તેહમુલજી—ફુઇજી ! કેમ છેઓ ! સારીકાની છેઓ કે ?

આલીફુઇ—કોણ ! મારો તેહમુ ! નહીં ? નહીં ? (કોટી કરે છે)

તેહમુલજી—વરી નહીં નહીં શું ? હે—હે—હે ! ગરીબ ભત્રીજાને એટલીવારમાં વીસરી ગીયાં કે ? હે—હે શાંતી !

આલીફ્રુઇ—ઓ મરૂરે! તારાં આય કપરાંમાં મેં તો તુંને ઓરખ્યોખી નહીં! એક તો બઢીયું મારી આંખે બરાબર નહી આવતું. તુંને એમ સ્યાન સલુકનો જોઇને મને ઘણીજ ખુશાલી લાગેછ જો, મારા દીકરા! (પાછી ચાંપીને કોટી કરે છે)

તેમુલજી—ફૂઇજી, આજકાલનાં નાદાનો સમજતા નથી, ને જંગલાઓની સુજે અટવાઇ જાયછ. બધી ધરમની હુબાહુબ થાયછ—ને પછી નહીં જણાતા પારસીઓ કે નહીં જણાતા ફરંગાઓ!

આલીફ્રુઇ—હારે વાય, જોની—ખરેખર!

તેમુલજી—મને બરાપો થાયછ ફુઇજી—આપરાં લોક આજકાલ તદ્દન જડવાડી થઇ ગીયાંછ. અંતર જ્ઞાન કેમ મેલવવું—કામી જુસ્સાઓને કેમ કાબુમાં રાખવા તે તો કોઇને આવરતુંજ નહીં. આપરે લોક પ્રકટી-કરણના ઘણાજ નીચા તબકકા પર છેઇયે ફુઇજી—શાંતી!

[ઘરનો મસાલ અફરગાન્યું લાવીને લોબાન દેખાડે છે—તેમુલજી ઝટ ઉઠીને કસ્તી કરે છે.]

આલીફ્રુઇ—(મલકાઇને) ઓ ખોદાય—આય છોકરો કેટલો સુધરી ગીયો! (મોટે) તેહમુ! તારામાં કેટલો ફેરફાર ઓ મરૂં!—મરૂં!—

(આલીફુઇ હરખને મારે ઉભાં થઇને તેમુલજીને પાછી કોટી કરેછે.)

તેમુલજી—ફુઇ, માગ્રવાનીથી આપરાં ખાકી શરીરનાં નાશવંત તત્વો વીખેરાતાં જઇ અમર તત્વો વધેછ! આત્માને જડપથી મુકતી મલે તો આપરે આય હાડમંદ દુન્યાના ફરજયત ફેરાઓમાંથી બચીયે. આપરૂં કર્મ તેજ આપરી સાથે છે. શાંતી!



આલી મુહ.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી.એ.

**આલીફુઇ**—આ બધી મરૂં તારી પરથી આલ જીવતો રેહ ને એવાજ સારા વીચારો રાખતો રેહે દીકરા! કંઇ પીવાનું મંગાઉં!

**તેમુલજી**—(કમકમી ને) નહીં ફુઇજી, હું તો કોઇ દહારેબી દારૂનાં ટીપાંને હાથ લગારતો નથી. બેહમન યસ્તમાં લખ્યુંછ કે એક દહારો તમામ ખલક મજીયા બોરમ થાશે યાને કોઇબી માણસને ખાધાપીધાની હાજત રેહેશેજ નહીં.

**આલીફુઇ**—(બાજુએ) મરે કેવું મનેતું મનેતું બોલેછ! (મોટેથી) તેમું—વારૂં આલ, ઘરડો ડોસો થજે ને ઘણાં સુખ જોજે. જરા બેસ જે અં મરૂં—હું તારે વાસ્તે કંઇ મોંહનું મીઠું કરવાનું લાઉં—

[અંદર જાય છે—બીજીમેરથી નાજાં અને ગંગા આવે છે—તેહમુલજીની પીઠ તેઓ ગમ હોવાથી નાજું તેને જોતી પહેલાં નથી.]

**નાજાં**—મરે આપુને આવતાં જરા મોરૂં થયું—અં. રખેને તેમુરસનો કાંદો બીલી ગીયો હોય? પણ કાંહ છે એ લોકો? યેં—એ આય કોણ?

(તેહમુલજી આસતેથી ડોકું ફેરવીને નાજું ગમ જોઇ તપકીર સુંધે છે.)

**નાજું**—કોણ! (એકાદ મીનીટ ડોળા ફાડીને તેહમુલજીને જોયાજ કરે છે) કોણ તેહમું!! એ મઅરેરેઅ!!

[નાજાં તથા ગંગાં બે અખત્યાર હસી પડે છે.]

**તેમુલજી**—(બાજુએ) એ આય બેરાં મેટની કાની હશેછ શાનો? (ખંખાર મારેછે.) સાહેબજી—માય—શાંતી!

**નાજાં**—(જરા નજદીક આવી) તારો સકાર બરેરે, તેહમાં! (ઘુમ હસે છે) મેં તો ખચીત તુંને પેહલાં ઓરખ્યોબી

નહીં! એ એમ એકદમ તારી છેજવાવાલો બાવાજી બોન્યુ સાએ થઇ ગીયો—તેહમાં!—(હસે છે. ગંગાબી હસે છે)

તેમુલજી—(ફફડીને બાજુએ) એ બાય અસતરી મને તેહમાં ને ફેમા શાની કરતી હોશે!

નાજાં—ઓવાય! મરે હવે શું કરૂં! સુવું હસતાં હસતાં પેટબી દુઃખી આયું! જા, ધીરે, તેહસું—પેલાં ના કાહરતો અં—સુવું હવે તો હસાવૂંબી નથી જો!

તેમુલજી—(ખભાં હીલવીને હસે છે) હસે તે તો મજેનું! આપરાં શરીરની આસપાસ ફેલાયલા જડ પદાર્થોને વીખેરી નાંખવામાં એ હસવાની ક્રેજનીઓ મદદ કરતા થઇ પરેછ—શાંતી! બાઇજી, તમારૂં નામ શુંજી?

નાજાં—હવે બસરે બસ તેહસું! તું નાટક ના કરની તો! (નજદીક આવી તેનાં ખભાં પર હાથ મુકે છે—તેમુલજી ભડકીને ઉઠી ઉભો થાય છે—નાજાં પાછી ધુમ હસે છે) જરા તુંને પારસી કપરાં પેહરવા કેહયાં તેથી તેં તો વરી છેકજ ગામરીયા સોંગ લીધો! એ આય શુચ્છા કાંહથી વરગાવી આયો? (હસેછે) ને એમ આસીબાયલાની કાની અવાજ કહારીને કાંય બોલેછ?

(નાજાં હસે છે અને પાછી તેમુલજીનાં ખભાંપર હાથ મેળવા જાય છે.)

તેમુલજી—(ચીરડાઇને) તમે જરા દુરથી વાત કરજો અં—અનજાણા માટીડાઓને કોઇ અસતરી એમ દીલને હાથ લગારે તે મને નહીં ગમે! હા—શાંતી!

[જરા ભારમાં દુર ખુરસી પર બેસે છે. નાજાં કળવાઇ કળવાઇને હસે છે—ને પછી ઝડપમાં જઇને તેમુલજીની પછવાડેથી તેની ગરદન આસપાસ બેઉ હાથ વીટાળે છે—તેમુલજી અછાડ પછાડ કરે છે.]

—ચાલ તેહમું, ચેરાં ના કાહર! તું મને હવે ચેરવેછ, તે હું સમજુંછ. હું જાણુંછ કે મેં તુંને અહીં પાહર જેવો ધકેલો અવારયો તેથી તારૂં પાકી ગીયુંછ ને તેથી હવે તું ઘેલાં કાહરેછ! અં કેહની—આય કપરાં કાંહથી લાયો? લીલાંઉમાંથી કે ચોર બજારમાંથી?

**તેમુલજી**—(નાજાંના હાથો ગુસ્સાથી એક અછાટ સમેત ખીસાડી નાંખી) અરે પણ તમે આંગપર કેમ આવીયા કરોછ જો! એ તમે મુંબઇનાં બૈરાંઓની એ શું ગોજી રીત છે! જરા અસતરીનો તરીકો રાખો—જરા મરીયાદાથી વાત કરો—વાહ! હું બોલતો નહીં તાંહ સુધી કે વરી? તમારી આગરી ખસી ગેઇછ કે શું?—શાંતી! શાંતી!!—

[ બીજાજથી નેણ ફેરવે છે નાજાં
ધુમ હસે છે. ]

**નાજાં**—ઓ મરરે, આય કોટક હવે કોણને કેહવા જાઉં! આલીડુઇ કાંહ છે?

[ પેસી દાખલ થાય છે. ]

**પેસી**—કેમ નાજાં, તું અહીં આવીછ કે? તુંને મેં રસ્તામાં આયા સાથ આય તરફ આવતી જોઇ તાહરે હું સમજયો કે તું આલીડુઇને ઘેરજ—યે! એ આય કોણ? આપરા તેહેમી!! હેં?—એ એમ કાંય આજે! (હસે છે.)

**નાજાં**—(હસીને) અરે મરે કાહરનું તેજ હસતાં હસતાં મારૂં સુંવું કલેજુંબી દુખી આયું! પણ તેહમીની આજે દાર બરી ગેઇછ અં—એને છેરતો ના!

**પેસી**—(હસતાં) અરે પણ એ એમ કાંય આજે? એવો હાંડામાસતર બબરચી કાંય બની ગીયો! 'Pon my word—તેહમા—you do look funny! હા હા હા!

તેમુલજી—(બાજુએ) એ વરી આય જરથોસ્તીને શાનું ફીકર થઇ આયું? (મોટેથી) સાહેબજી, બધર!

પેસી—અરે પણ તેહમી! એ આય પાંચ શેર ચોખા માય તેવી પાઘરી શાની પેહરી? (એક ધપ્પો મારે છે—હસે છે) કંઇ કાતરચું ઘસ્યુંછ શું!

તેમુલજી—(એકદમ છીંકી પડીને) હું તમું લોકને સાફ કેહુંછ કે તમે બધાં મારી પર એમ બળાતકાર ના ગુજારો! શાંતી! (નાજાં, પેસી તથા ગંગા મોટેથી હસી પડે છે) પારકા આદમી સાથ આય તમારૂં કેવું અણુઘટતું બેમહલાજા ભરયું વર્તણ! (બધાં મોટેથી હસે છે) એ તે કંઇ સંસાર મંડળનો તરીકો છે! (બધાં હસે છે) હસોછ શાનાં?

[નાજાં તેનો ગાલ પસવારી પતાવવા જાય છે]

તેમુલજી—છટ—ચાલો ખીસો! હું તો જાઉંછ! એ તે કંઇ રીત છે—વોટ નોનછન!

[ધસારાબંધ ચાલી જાય છે. પેસી, નાજાં ગંગા કળવાઇ કળવાઇને હસે છે]

પેસી—અરે પણ એને એ શું વાહરૂં આજે આયું!

નાજાં—અરે ભઇ, મેં એને કલબમાં ડીનરમાં નહીં જવા દીધો ને અંહીં પારસી કપરાંમાં આવવા કેહયું; તેનું આય બધું ભરકણ છે! તેમાં તેં વરી ધપ્પો મારયો! તુંબી શું જો, પેસી!

(આલી ફુઇ આવે છે.)

આલીફુઇ—લે દીકરા જરા મ્હોના ગમ—ઓ તું આવી કે નાજાં! (નાજાંને કોટી કરે છે.) આવ માય—ઓ આવો પેસતનજી, તમબી આયાછ કે મરૂં? એ આય મારો દીકરો—(આસપાસ જોય છે ઓ તેહમુરસ કાંહ ગીયો?

## વધારાનું ગીત—

નાઝાં—જોઇ મુજ વ્હાલા કોતક આવું, ગમ્મત આપે પરી!

તેહમુલજી—(ખીસોની પણ!)

નાઝાં—વ્હાલા, આરસી કરી!

તેહમુલજી—બાબા, વરેગોછ શું ઘડી ઘડી!

નાઝાં—(માનો ની પણ!)— જોઇ મુજ૦

નાઝાં—આવા ઢંગ તમારા જોતા હસ્તાં મરવા પરી!

તેહમુલજી—(કાંય?)

પેસી—અરરરર, તેમલો ગીયો ચરી!
આજે એનું માથું ગીયું ફરી!

તેહમુલજી—(પણ કાંય?)

નાઝાં—જોઇ મુજ વ્હાલા, ઇ૦—

તેહમુલજી—માથું મારૂં દુ:ખી આયું ની—
શાંતી રાખો જરી! (શાંતી!)

નાઝાં—હસ્તાં આયું દુ:ખી કલેજું
શાંતી તમારી ખરી!

તેહમુલજી—(શાંતી!)

ગગા—ઢોંગ એ લાવસા કાય તરી!

પેસી—તેની એક બેડો મપારો ફરી!

તેહમુલજી—(તમે એમ ઘરી ઘરી પાત્રીપર શું કોટ માગયા
કરોછ જો!—થાઠું બાથું ભાંગી જશે—શાંતી!)

નાઝાં—જોઇ મુજ વ્હાલા—ઇઇ.





પોલીસ ઈનસ્પેક્ટર હોમી ઉદવાડયા.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

નાજાં—ફુઇ, તેવણ તો જતા રેહયા!

આલીફુઇ—જતા રેહયા! ઓવાય! કાંય?

નાજાં—કેહજે મને ઘણુંજ અગતનું કામ છે તેથી જાઉંછ. એક મીનીટબી ઉભા નહીં. એકાએક કંઇ ઘણુંજ તાકીદનું કામ યાદ આવી ગીયું.

આલીફુઇ—અં—જરા મને મળીને તો જતે! મરે નાજુ તેં તો તારા વરને ખરેખર તદનજ સુધારી નાખ્યો જો! (નાજાં મ્હોડે રૂમાલ દાબીને હસે છે) બધા સુવા આજકાલના સુધારા પુધારાની જાટકણી કાહરી નાંખીને મને કેહજે હવે દારૂનાં ટીપાંનેબી હું અરકતો નથી—ખરી વાત કે, નાજાં! અં બોલની!

નાજાં—હા ફુઇ ખરી વાત! એ ટીપાંને તો અરકતો નથીજ.

પેસી—(બાજુએ) પણ ચાર આંગળ જેટલાને રોજ અડકેછ!

આલીફુઇ—લેવો છોકરાંઓ, હવે જરા મોંહનું મીઠહું કરો—નાજાં, હું કાલે તેહમુરસને વાસતે પાનસો રૂપીઆ મોકલશ તે એને મારી તરફથી ટીલી કરીને પેહરાવજે—

નાજાં—વારૂ ફુઇજી, થેંકયું! ચાલો હવે હું જતે.

આલીફુઇ—ઉભી રેહ ડુકતી—આય જરા મોહના ગમ કરીને જા. આવો બા, પેસી—ઓસકાઓછ શાના! આવો અહીં બેસો. ચાલ નાજાં—તું તો મરે કેહજે મજેનું ગાયછ! કંઇ ગાયન ગા—મરી જાઉ—

નાજાં—આવો, આવો, ગાઇએ મલી, સજની, સગન કાંઇ સજાવો—ગાઇએ મલી—

હિતનાં ગીત તો ગાવો રૂડાં, વાહાલાને હેતે વધાવો—આજે, ગાઇએ મલી—

સગન સરવ આવો—ગાવો, ગાઇને તો હરખાવો—આવો, ગાઇએ મલી—

[નાજાં, પેસી, આલીફુઇ તથા ગંગા અંદર જાય છે.—]

# મો.

---

[ ગુલાબવાડીનો મોટો ડરોઇંગ રૂમ—
—સુનામાસી બેઠાં બેઠાં સીવે છે
કેટી દલગીર જીવે ગાતી દાખલ
થાય છે.—]

કેટી—દુખથી ઝુરૂં વહાલી યાદ—ઓ પીતા પ્યારારે !
તમારી યાદ, પીતા, મુજને તો રરાવે છે,
જીવપર થયો જે જુલમ—અરે દિલને તે ધુજાવે છે !
જુદાઇ તો સદા તમારી જે સતાવે છે,
સુતાં બી સ્વપનામાં સુરત એ નજરે આવે છે !
સ્વર્ગે સીધારીને મુજને રરાવી—ઓ પીતા પ્યારા !

માસી—પપા મરી નહીં ગીયા—પણ મારી ગીયા !
હું મારે પોતાને ખાતર આટલીબી દલગીર નથી,
પણ મારા જાલને ખાતર મારો જીવ ઘણો બરેછ !

સુનામાસી—અરે, એમ એટલી બધી હદ સુધી બહેરતી સખત
થશે—ને આવું બરીયું જુલમગાર વીલ કરશે એમ
તો સપનેબી કોઇ ધારતું'તું નહીં.

કેટી—માસીજી, એકબારગી આપરે ધારયું હોતે—અગર
પપાએ તે વીલ મને ને જાલને ગુજરવા અગાઉ
દેખારયું હોતે—તોબી શું ફેર પરતે ! મારો લવ
પેલા લાલચુ તીસમારખાં અદી જેવો પૈસાનો પુંજારી
છેજ નહીં ! (ઘડીયાળ ગમ જોઇને) એ કાહરે
આવશે ? સાત વાગવા આયા ! હજુર નહીં આયો ?

[ કેટી પોતાની આંખયો પર રૂમાલ
દાબી નીસાસો નાંખે છે. ]

સુનામાસી—(હાય મારી) ઓ ખોદાય ! ઘરી ચપકામાં શું નું શું
થઇ ગીયું ?

**કેટી**—(દલગીર અવાજે) લાખો રૂપ્યાનો સપનો ઉડી ગીયો—ને હું હવે એક પૈ વગરની ઓવાર નીવાર થઇ ગેઇછ, માસી—! મારા વાહલા જાલને ઠેકાણે બીજો કોઇ હોતે તો કદાચ મારા જેવી ભીખારી છોકરીને પરણુવા છેલ્લી ઘરીએ ફરી બેસ્તે—પણ મારો હીરો જુદીજ જાતનો માણુસ છે! ઓ!—લેવો, જાલજ આયો!

[ગમગીન જીવે જાલ આવે છે—કેટી દોડી જઇને તેને ભેટે છે—સુનામાસી વીહલે મોહડે અંદર જાય છે.]

**કેટી**—કેટલું મોરૂં કીધું—લવ! જા બા, હું કાહરની તાહરી વારે વાર જોઉંછની! બધા ડોરાબ્ની તણુઇ આયા! પણ કાંય, જાલી? તું આજે એમ દલગીર જેવો કાંય છે? તારૂં મોહનું કેટલું ઉતરી ગીયુંછ!—જો વરી—કહેની—જાલ?—શું છે? તારા બાવા સાથ આપરાં લગનની વાત તેં કીધી કેની?—

**જાલ**—(કેટીના બાલ પસવારતાં, ગળગળતે સાદે) કેટ, મેં વાત કીધી, પણ—પણ—આપરાં લગન એક વરસ ઓછામાં ઓછાં થોભાવવાંજ પરશે.

**કેટી**—(ચોંકીને) એક વરસ થોભાવવાં પરશે!—કાંય?

[જાલ કેટીના હાથ પોતાની આંખોમાં ચાંપીને ઉદાસીથી નીસાસો નાખે છે. કેટી દઘાઇને તેની ગમ ટગર ટગર જોયા કરે છે.]

**કેટી**—જાલુ ડીયર, મને કેહ—તારા બાવાએ આપરાં લગનને વાસ્તે સાફ ના કહયું?

**જાલ**—હા—લવ—ના કેહચું. ઘણુંબી સમજાવ્યા, પણ એકના બે નહી થયા.

**કેટી**—(કડવાસથી) અંહ, તારે મારા પૈસા ગીયા તેથી હવે એવણુનાં મનમાં હું હલકી પરી હોવશ! જાલ—મારા સમ!—સાચ્ચું કેહ, તું બી એમજ ધારેછ કે?

જાલ—એમ શું બોલેછ, કેટી!

કેટી—(હરકરાઇને) તારે ડીયર, જો તું મને હવે હીણુતો નહી હોય તો—જોઉં—આપરાં પંદર દહારામાંજ લગન કરીને તારો પ્યાર પુરવાર કર.

જાલ—(ચમકે છે.) કેટ કેટ! તું બોલેછ પણ તેનો વીચાર કરતી નથી. પંદર દહારામાં જઇને આપરે રહીયે કાંહ?—ગજવામાં ફુટી પઇ વગર શાપર સંસાર ચલાવ્યે? મારી વહાલી, જરા ધીરજથી ખ્યાલ તો કર કે આપરાં જેવા બે જુવાન નાદાન જીવો પરણીને શા ઉપર જીવીયે?—

કેટી—(રીસાઇને)—હવા ઉપર! તું એમ નાહીમત શું થાયછ, જાલીમા? મને શું પચીસ તીસની ચાકરીબી માસ્ટર તરીકે નહી મલશે?"

જાલ—(ગમગીન જીવે ડાકું ધુણાવી) તું ઘેલાં કાહરેછ, જાની! એટલા વખતમાં તુંને ચાકરી શું મળે ને મને કેસીસ શું મળે? નહી—નહી!! તે નહી બને! તું, તું લક્ષાપતીની લારમાં ઉછરેલી છોકરી! અરે તુંને મારે ખાતર એકદમ જંજાળમાં ને મુફલેસી ગરીબાઇના કંગાળ ગારમાં હોમાઉં! નાદાન ના થા, કેટી—બાર મહીના થોભવામાં શું ગીયું?

કેટી—(બહુજ અકલાઇને) જાલ!! તું, તું મને આય પ્રમાણે કેહછ! અરે જાલ, તું મારી સાથ લગન કરતાં બીહેછ? ઓ ખોદાય! હું શું સપનો જોઉંછ કે જાગુંછ!—

જાલ—તારી સાથ લગન કરતાં બીહું! નહી, મારા જીવના હાર, તુંને ભુખે મરતી ને હારમારીમાં સબરતી જોવાના વીચારથી બીહુંછ. એટલી બધી ઉતાવળ અને હુલરાઇ કરવાની કંઇ જરૂર નથી લવ! કંઇ નહી તો છ મહીના થોભની? તેમાં શું ફેર પરવાનો છે?

કેટી—(બહુજ કચવાઇને નાખુશીથી પોતાનો પગ જમીન પર ઠોકીને) શું ફેર પરવાનો છે!! તું વીસરી કેમ જાયછ, જાલ, કે મહીના દહાડા પછી હું ઘેરબાર વીનાની નીરાધાર રસ્તામાં પડેલી એક ભીખ્યારી છોકરી થઇ જવશ. છ મહીનાં થોભું? પણ હું રેહું કહાં? જાઉં કહાં?

જાલ—(પટાવીને) મારી વાહલી, આજે એમ શું કરેછ જો! વરી કાંહ જાય–કાંઇ રહે! આય ગુલાબવાડીમાંજ. ડાકટર અદી એટલો બધો કાંઇ ઘાટકી હેવાન નથી કે તુંને હમણાને હમણાંજ હાંકી કહાડે.

કેટી—(અત્યંત તીરસ્કારથી સહેજ હસે છે) ઓ, તારે તું ડાકટર અદીને ઓળખતો નથી! મહીનો દહાડો એક ધણી પસંદ કરવા મારા હાથમાં હજુર રહેલો છે. તે મુદત વીતી ગઇ કે એવણ અપ્પઇ રહયા પોતે અહીં આવી રહેશે, અને પછી તું શું એમ કહેવા માંગેછ કે તેની સાથ હું અહીં એક છાપરામાં ઓશીયાળી હાલતે રેહું? તારૂં કંઇ માથું બાથું ગીયુંછ, જાલ? તું કંઇ આજે સવારના દારૂ બારૂ પી આયોછ? તું એમ કેમ કરેછ?

[બેજાલત અને અધીરાઇને મારે જાલ જોરમાં પોતાના હાથમાંની લાકડી પોતાના પગ ઉપર ફટકાવે છે—]

જાલ—કેટ, કેટ, એમ ના બોલ! મારી પ્યારી, તુ આગળ પાછળનો વીચાર કરતી નથી. ફકત છ મહીના થોભ, હું માંગી લેઉંછ.

કેટી—(ભટ કરી બેસી જઇને) ઓ, મારૂંબી શું નસીબ છે! મેં કાલે તને શું કહયું'તું, જાલ? તું મને જો દશ પંદર દહારામાં પણવા માંગતો નહી હોય તો હું ફરીથી ખોદાયના કસમ ખાઇને

કેહું છ કે રસ્તામાં પરીયો અરીગો લુલો લંગરો રગતપીત્યો જેબ્બી હોશે તેની સાથે હું પરણીને મારી જીંદગી ધુરધાણી કરી નાખશ.—

જાલ—(કચવાઇને) છટ! તું આજે સારા શીજાજમાં નથી. કેટ, ચેરાં ના કાહર! ડીયર ચાલ—આપરે હલ્લુ ધીરે એ વાત કાલે કરશું. આજે તો હું જાઉં છ—'

[જવા કરે છે—કેટી એકાએક ઉઠીને જાલના ડગલાની બાંહે બે મુઠ્ઠીમાં પકડી લે છે.]

કેટી—જો, જાલ, હું માથાની ફેરાવણ છેઉં. હુ તુંને વીચાર કરવાને વાસ્તે દશ મીનીટ આપું છ! પછી સદાની વાત હાથથી જતી રહેશે! તું મારી સાથ ગરીબાઇમાં સુખ જોવાને બીહતો નહી હોય, જો તું એક ભીખારડી-બઇરી લાવવાને શરમાતો નહી હોય—તો દશ મીનીટમાં મને કેહ, જાલ, કે આઠ દશ દહાડામાં તું મને તારી ધણીઆણી બનાવવા તઇયાર છે. આપરે દાળ અને રોટલી પર સુખી રહીશું. (રડતે અવાજે) તું જો ના કહેશે તો હું જરૂર માનશ કે તારા દીલમાં મારે વાસ્તે ખરો પ્યાર છેજ નહી! ને ખરા પ્યાર વગર તુંને હમણા કે પછી, આજે કે વરસ દહારો રહીને, દલદરીમાં લાવી નાખવા હું માંગતી નથી.

[જાલ કેટીનો હાથ પકડવા માંગે છે—તેણી રોંહસાથી તે પાછો ખેંચી લે છે.]

જાલ—મારા જાન, જરા મારૂં કેહયું માન! તું———

કેટી—(મ્હોડું ફેરવીને) તું મારા સવાલનો જવાબ આપશે નહી તાંહ સુધી હું બીજી કંઇ વાત તારી સાથ નથી કરવાની, જાલ!

[ એક નોકર રૂપેરી રેમાં એક કાર્ડ
લઇ આવે છે ]

કેટી—(કાર્ડ વાંચી ભવાં ચ્હડાવી) ગુસ્તાદજી કાનફાટયા—પ્લીડર! એ કોણ છે વરી? બોલાવ તેવણુને અહીં? (નોકર જાય છે—જાલને) મી૦ જાલભઇ ઉમરીગર! આય વકીલ આપરાં—છે તે, મારાં સુખના સત્યાનાશનું વારંટ લઇને આયો હોશે! (ગુસ્તાદજી દાખલ થાય છે—ગુસ્તાદજીને) આવો બા—કેમ કોણુને પુછોછ?

ગુસ્તાદજી—હું ગુસ્તાદજી કાનફટયા પ્લીડર—તમારા બાવાનું વીલ લાયોછ. કેટીબાઇજી, પેલા અરદેશર ડાકટર કાંહ છે? આજે એવણે નાનાભાઇ સોલીસીટરને વીલ સાથ અહીં છ વાગે મળવા લખ્યું'તું—પણ નાનાભાઇ સીક પરી ગીયાછ તેથી હું આયોછ.

કેટી—(જાલ ગમ નજર નાખતાં) છેક રેહીને બારમે કલાકે તમે આય વીલ કાહથી શોધી કાહરયું—જરા સમજાવશો?

ગુસતાદજી—(દાઢી ચવડતાં) જી, વીલ મેં કીધેલું. છેલ્લી ઘરીએ તમારા બાવાએ મારી પાસે લખાવ્યું. વીલ મારી સહી સાખ કરીને મેં નાનાભાઇ સોલીસીટરને સોંપ્યું ને મને કામસર જંગબાર તરત ઉપરી જવું પરીયું. તાંહ હું સખ્ત તાપે પટકઇ પરીયો—જોવોની મારા હાલ થયાછ તે! હું પરમ-દાહરેજ અહીં આયો તારે હું ડા૦ અરદેશરની આગળ દોડયો ને પછી—પછી તસુને બધી વાત, જણાવી.

કેટી—જરા મને વીલપરની સહી જોવા દેશો, મી૦......?

ગુસ્તાદજી—મારૂં નામ ગુસતાદજી કાનફટયા! હાજી—બેલાશક જોવોની તમારા બાવાની સહી. લેવો આય રેહયું વીલ!

કેટી—(સહી જોઇને ધીમા સાદે) હા, પપાનાજ 'અક્ષર છે! જરા સહી ધ્રુજીછ—પણ મોતને બીછાણે બીચારાએ કરી તેથી એમ હાથ હીલ્યોછ.

[ કેટી એક મીનીટ વીલ વાંચે છે—
પછી તે કાગલચું જાલને આપે છે.]

કેટી—(જાલને) જાલ, મેં તુને આપેલી દશ મીનીટ ખલાસ થઇછ. તારા જવાબને વાસ્તે હું બેઠી છેઉં. બીજી પાંચ મીનીટ જોઇયે તો હું——

જાલ—(કમકમીને) બસ, કેટી બસ! આપરાં આવાં દુઃખ વચ્ચે તુને એમ બોલવાબી કેમ ગમેછ? મારે પોતાને હાથે તારૂં સદાનું સત્યાનાશ વાળવા હું કદીબી કબુલ થવાનો નથી. તું હમણા ઉશકેરાઇને ફાટું ફાટું બકેછ!

[ જાલ તે વીલવાળું કાગળચું ગુસ્તાજીના આંગ ઉપર ફેંકે છે.]

કેટી—આ તારે તમારો એ છેલ્લો ઠરાવ છે? ઠેંકયું, મી૦ ઉમરીગર—મારાં ભવીષને વાસ્તે આટલી બધી દરકાર રાખોછ તેથી ઘણી મેહરબાની થઇ! (અણકાથી નમે છે) અને હવે, મી૦ ગુસ્તાદજી કાનકટયા, મારે-છે તે-મહીના દાહરામાં એક બીજો ધણી પરણવાને વાસ્તે શોધી કાહરવાનો છે! કેમ? આપરે શામાં જાહેર ખબર છપાવીયે?—'જામે જમશેદ'માં આપીયે તો કેમ!

જાલ—(મોટેથી) કેટ!, તું શું મેડ બેડ થઇછ?

કેટી—(તરારો કરીને) એક્ષકયુઝ મી, મી૦ ઉમરીગર—મે તમુને મારો કેસ સોંપ્યો નથી. મારા કાયદાના મદદગાર હવે મી૦ કાનકટયા છે. પ્લીઝ ફરીથી વચ્ચે બોલી ઉઠીને મને ગુચવાવતા ના. તાહરે, મી૦ કાનકટયા, લખોની જોઉં! જોઇયે છે—સુરતની પ્રખ્યાત બ્યુટી ત્રીસ લાખ રૂપીઆની વારસ, જવાન ખુબસુરત બાહોશ

મીસ કેટી બેજનજી દાવર માટે, એક ભાકુતી ઘરડો ભરથાર————

[ગુસ્તાદજી લખતા નથી—પણ ભય-
રાઇને કેટીનું મ્હોડું જોયા કરે છે.]

(ચીરડાઇને)—લખોની! મારૂં મ્હોડું શું જોયા કરોછ?

જોસ—માઇ ગોડ! કેટ! તુંને આને થયુંછ શું?

કેટી—મી૦ કાનફટીયા, તમે બસ મારીપર ધ્યાન આપો! લખો, 'એક ભાકુતી ઘરડો ભરથાર'—હા, ઘરડો—ઘણોજ ઘરડો જોઇશે! ને—છે તે—પગાર શું આપ્યે? લખો 'પગાર—દર માસે રૂપીઆ ૧૦૦૦. ખાસ સરતો—૧. પરણનાર ધણી ૬૦ વર્ષથી વધું ઉમરનો હોવોજ જોઇયે; ૨. લગન આઠ દહાડામાંજ કરવાં જોઇશે; ૩. આશીરવાદ સરાઇ રહેતાંને વાર પરણનાર શખ્સે દુર દેશાવર એકદમ જાયુકનું જતું રહેવું પડશે—ઘરડા ખપ્પ અરજદારોએ ગુલાબવાડી ગીરગામ અરજ કરવી.'

[ગુસતાદજી કાગજ પર ચપચપ બધુ
ટપકાવી લે છે.]

[લાઇટો એકેક પછી ધીમે ધીમે
બંધ થતી ચાલે છે. સ્ટેજ લાઇટ,
પછી ફુટ લાઇટ, પછી હાઉસની
લાઇટ બંધ થઇ ને લાલ લાઇમ
લાઇટ વચ્ચે ટાબ્લો થાયે છે.]

[એ રડામાં એક મીનીટ ચુપ ચાપ
ફેલાય છે—ડ્રોઇંગ રૂમમાં એક કાળો
સ્કીન ઉતરી આવે છે અને તે

પર નીચલી જાહેર ખબર ઇલેક્ટ્રીક
અક્ષરે પ્રગટી નીકળે છે.]

જોઇયે છે.—

સુરતની પ્રખ્યાત બ્યુટી
ત્રીસ લાખ રૂપીઆની વારસ
જુવાન ખુબસુરત બાહોશ
મીસ કેટી બેજનજી દાવર
માટે
એક બાહુતી ઘરડો ભરથાર.
પગાર—દર માસે રૂપીઆ ૧૦૦૦.

ખાસ સરતો—

૧. પરણનાર ધણી ૬૦ વર્ષથી વધુ ઉમરનો હોવોજ જોઇયે.

૨. લગન આઠ દહાડમાંજ કરવાં જોઇશે.

૩. આશીરવાદ સરાઇ રહેતાંને વાર પરણનાર શખ્સે દુર દેશાવર એકદમ જાથુકનું જતુ રહેવુ પડશે.

ઘરડા ખખ અરજદારોએ
"ગુલાબવાડી" ગીરગામ
અરજ કરવી.

[ટાપલો—બીજું ઇંગ્લીશ મ્યુઝીક—
જાહેર ખબર જે માલુમ થાયે છે—
લાઇટ પાછી મોટી થાય છે.]

કેટી—લખ્યું કે, ગુસ્તાદજી?

ગુસ્તાદજી—જી, હા!

કેટી—(રડમેસ સાદે) એ જાહેરખબરના જવાબો આવશે કેની? ચાર પાંચ દાહડા એ જાહેર ખબર જામેમાં આપજો!

જાલ—(હરણફાડ બનીને) કેટી! ખોદાને ખાતર જરા અકલ પકર! તારૂં માથું કેમ ખીસી ગીયુંછ? એવી સ્ટુપીડ જાહેર ખબરનો જવાબબી કોઇ આપવાનું છે?—

કેટી—ચુપ રેહો—મને તમારૂં મત જોઇતું નથી! મી૦ કાનફટયા, મને કેહો, તમારા ધ્યાનમાં કોઇ એવો ઘરડો ડોસો છે?

ગુસ્તાદજી—મારા તમે ઠઠ્ઠા કરોછ, કેટીબઇ! (હસે છે) આય તમારો આવો મજેનો જુવાન પીત્રાઇ ડા૦ અરદેશર છતો છે તેને મુકીને ગામમાં ઢેર ફજેતા કરવાની કંઇ જરૂર છે? જઓ!—જઓ! તમે અમુને બનાવોછ!

કેટી—નહીં! ડા૦ અરદેશર સીવાય બીજો કોઇબી—હું કપઇને બે ટુકરા થઇ જાઉં તોબી ફકત એજ એક આદમી સાથ હું પરણવાની નથી. મને તો હજાર રૂપ્યાનો કોઇ પગારદાર નામનો બુઢો ખખ વર જોઇયેછ—આશીરવાદ સરાવીને બસ ફરીથી મને મોહનું નહી દખારે—એ સરત! કોઇ ધ્યાનમાં છે

ગુસ્તાદજી—અરે તારી! તમે ખરેખર બોલોછ કે મજાક કરોછ! સાચું કેહો, કેટીબાઇ! એ કાંઇ રમતની વાત નથી.

કેટી—(ચીચવાઇને) કેટલી વખત કેહું? બેહરા છેઓ કે? હું તદન ગંભીર છેઉં—મને એક ભારતી ઘરડો વર જોઇયેછ!—આય મી૦ ઉમરીગર મારી સાથ પણતાં બીહેછ—એટલે મને વીલ પ્રમાણે મહીના દાહાડામા બીજો કોઇ સોધી કાહડવોજ જોઇયે!

ગુસ્તાદજી—( માથું ધવડતાં )—તારે મારો એક ભત્રીજો છે— ચાનજી કાનફટીયો–ઉમર ત્રીસ પાંત્રીસની છે—

કેટી—(કલ્લો પાડીને) મને બુઢો ખખ જોઈયેછ. જુવાન નહી ચાલશે! તમે આંધરા તો નથી? મારી જાહેર ખબર વાંચી કેની? કોઇ પાંસઠ સીતેરનોજ ઘરડો ભરથાર જોઈયેછ–કોઈ નજરમાં હોય તો બોલી દેવો ઝટપટ!

( ગુસ્તાદજી ડબ્રાઇને કેટી અને જાલના કોઠાં જોયા કરે છે. )

ગુસ્તાદજી—( પોધારી અવાજે ) તમે લગન જાહેર રીતે નહી કરશોની?

કેટી—નહીં—તદન, તદન ખાનગી! અહીંજ મોબેદોની જોર આવી ને આશીરવાદ છાંટી ગુપચુપ ચાલી જશે.

ગુસ્તાદજી—ને કોઇબી–કોઇબી બુઢો ચાલશે, હેં?

કેટી—હા—હાઆઆ—હ:આઆઆ!

કેટી—તારે તમે માંગોછ તેવો એક જણ મારી નજરમાં છે. હું મકુંજે–હું એ જાહેરખબરનો અરજદાર છેઉં——!!

કેટી—(બુમ પાડીને)—તમે!!

[ કેટી હેબતાઇને ગુસ્તાદજીના ચેહરા તરફ જોયા કરે છે! ]

ગુસ્તાદજી—હા, તમારી સરત પ્રમાણે હું તમારી સાથે— મકુંજે–પરણવા તઇયાર છેઉં!

(તપકીર સુંઘે છે અને ખંખાર મારે છે)

જાલ—(તેના દીલપર ધસી) યુ બ્રુટ! એ તું બકેછ શું!

કેટી—(ગંભીરઇથી)—એવણ મારી સાથે હજાર રૂપીઆને પગારે પરણવા માંગેછ! તમારો શું હવે વીચાર છે, જાલભઇ?

જોલ—(ખાંગ મારી) બસ બસ! આય કંગાળ ફારસ અહીંજ પુરો થવો જોઈયે! કેટી, એવી હલકી મશકેરી તુને છાજતી નથી. આય ડોસાને અહીંથી ચાલી જવા કેહ, નહીં તો હું એને ધકકા મારીને બાહેર કાહરશ!

કેટી—(કમ્મરે હાથ દઈ દમામથી)—મી૦ ઉમરીગર! એવણ ઉપર એક આંગળીબી ઉંચકવાની તમારી મકદુર નથી! એવણનો શું વાંક? મારી જાહેર ખબરનો એવણ ફકત જવાબ આપેછ! કોઈ બીજો ડોસો ને આય ગુસ્તાદજી ડોસા!

જાલ—(હેબતાઈને) ઓ ખોદા! એ હું શું સાંભળુંછ? કેટી, તું ગેડ થઈછ કે હું ગેડ થયોછ?

કેટી—(નસોસ રડતા અવાજે) આપરે બેઉ જણ! મેં તુને કહયુંતું કે તું જો મને પણવા નો કહેશે તો પછી જેબી કોઈ રસ્તે શેરીનો ભીખારડોબી હોશે તેની સાથ પરણીને મારી જીંદગીનો ધાણ કહાડી નાંખશ. જાલ———!

[ધમ્મ કરતી જાલના પગ આગળ ફસડાઈ પડી તેના ગુઠણને વળગી રહે છે.—ટાબલો!]

[અદી દાખલ થાય છે—અને કમ્મરે ઠસ્સામાં હાથ દઈ કેટ ગમ મુછમાં તીરસ્કારથી હસીને જોયા કરે છે.]

અદી—(ખુબ ધતરાટમાં ગુસ્તાદજીને)—શું છે?—શું થયું?

ગુસતાદજી—કેવારના આય બે જણાં ઢીંગલી ગુડીયાંનો ફારસ કરીયા કરેછ! મારા ભાઈ, જરા જલદી આ૦યે કેની!

[અદી કેટીની આગળ જાય છે.]

અદી—( ગુમાખથી ) ઉઠો મીસ બઇ દાવર! જમીન-પર બેસીને શોક મુકયાથી કાંઇ બેહેસ્તી મામાનું વીલ બદલાવાનું નથી! ( મુછ મરડે છે.)

[ કેટી આસ્તેથી ડોકું ઉંચકી અદી ગમ ડોળા ફાડીને જુવે છે.]

અદી—આજે અફનર કરી નાખવુંજ પરશે. આખી જીંદગી સુધી તમારાં બુટ ચાટવા હું તૈયાર નથી. મામાના સેવટનાં ફરમાનને માન આપવા વાસતેજ આય સઉથી છેલ્લી વખત હું પુછું છ કે તમે મારી સાથ પરણવા માંગોછ કે નહીં? જો રસ્તામાં ભીખારી હાલતે નીકળી જવા તમુને ગમતું નહી હોય, ને તમારી પોતાની સાત વખત ગરજ હોય, તો હું હજીબી લગન કરવા કબુલ છેઉં. વીચાર કરી જવાબ આપવા તમુને બે મીનીટ આપું છ.

[ કેટી હળવેથી ઉઠી ઉભી થાય છે.]

કેટી—(ધીમા સાદે)—તમે જાણુતા નહી હોશો, ડા૦ વજીફદાર—હું તો એનગેજ થઇ ચુકેલી છેઉં.!

અદી—(અણકાથી હસી જાલ ગમ નજર નાખતાં) તમે એનગેજ થઇ ચુકેલાં છેઓ? ઠીક છે! તમે તમારૂં તાહરે ભોગવી લેઓ! આજથી બરાબર એક મહીને દહારે હું મારો હક મારે સ્વાધીન લેવશ. અહીંથી ખાલી કરી જવાની તઇયારી કરો. મામાનાં વીલની સરતો પ્રમાણે આપુને ચાલવું જોઇયે.

કેટી—(ગંભીરાઇથી) હાસ્તો, એક બાજી રમો તારે તેના કાયદા પ્રમાણે ચાલવુંજ જોઇયે તો!

અદી—સારૂં! એ તમારૂં ડહાપણ થોરા વારમાં બધું અવરૂં નીકળી જશે! કીયે દાહરે હવે તમે ગોલાબવાડીમાંથી બહાર નીકળી જવા માંગોછ તે જરા કહેશો?

કેટી—શું પુછયું, જી?

અદી—(બીજાજથી તરડાઇને) હું પુછુંછ કે તમે ગોલાબવાડીમાંથી હવે કાહરે ખરતી લેવોછ?

કેટી—(કડવાસથી) હું? હું ગુલાબવાડીમાંથી હવે ખરતી લેવા માંગતીજ નથી.

અદી—અં! તમે નથી માંગતાં તો હું તમુને ખરતી લેવરાવ્વા માંગુંછ. મારાં છાપરાં તળે તમુને રાખ્વાની મારી મરજી નથી. આજથી બરાબર એક મહીના પછી તમારે ગમે તાંહ જઇને રહેજો.

કેટી—(દાંત પીસીને) ગમે તાંહ જઇને રેહવું? નહી, ઘણું કરીને હું અહીંજ રેહવશ! (ભયંકર રીતે પોહું હસ્તું મ્હોડું કરીને) પણ હા ખરા—ડાકટર અરદેશર, તમે મારા ધણીને હજુર કોનગ્રેચ્યુલેટ નથી કીધા.

અદી—(અત્યંત તુંદાઇથી) જાલ, તમુને મુબારકબાદી જોઇતી હોય, તો તે હું આપુંછ! કેટી દાવર જેવી સાબુત મગજની ધણીઆણી કાંઇ બધાનેજ મળતી નથી!

કેટી—(ભયાનક રીતે પાછું હસીને) નહીં ડાકટર અરદેશર! તમે જરાક સેહજ ભુલ કરોછ. મી૦ ઉમરીગરે મને પોતાની ધણીઆણી બનાવવા ના કહયુંછ. અમે 'એનેગેજડ' તો હતાં, પણ મારા પઇસા જતા રહયાની તેથી હવે એવણ મને પરણતાં શરમાયછ!

જાલ—(કગળીને) આ કેટ કેટ! તું શું મેડ થઇછ?

કેટી—નહીં, તદ્દન સાવધ છેઉં! આપણા ચાર જણમાં મેટ તો આય ડાકટર અરદેશર છે. જેવની હજુરબી એવણ મારા ધણીને ઓરખી નથી શકતા. ડાકટર વજીફદાર—બીજા આંઠ દાહરામાં આય એવણ મારા ધણી થશે! (ગુસ્તાદજી ગમ હાથ બતાવે છે)

અદી—(ભંવાં ચેઢાવીને)—શુઉંઉં? કોણની સાથે તમે પણવાનાં છેઓ?

કેટી—આય પારશીની સાથે! આય મી૦ ગુસ્તાદજી 'કાનફટીયા પ્લીડરની સાથે!—આંઠ દહાડામાં! તમારા બેહસ્તી મામાના વીલને માન આપવુંજ જોઇયે!

( અદી હસી પડે છે. )

અદી—ગુસ્તાદજી કાનફટયા સાથે!! (ખુબ હસે છે)

કેટી—(અતીશય ગંભીરાઇથી બોખ્ખંશ અવાજે) હસવાનું કંઇ નથી. હું જે કેહુંછ તે ખરૂંજ કેહુંછ. આવતા સોમવાર સુધીમાં અહીં ગુલાબવારીમાંજ અમારાં લગન થશે. હું મારાં બેહસ્તી મમા પપાના સોગંદ ખાઇને કેહુંછ—મારા સદરા કસ્તીના સમ ખાઇને કેહુંછ કે કે જે વખત જાયછ તેમાં હું આય ગુસ્તાદજી કાનફટયા સાથે પરણવાની છેઉં!

(જાલ ધબ કરતો કે સોફાપર બેસી જઈ કમકમીને બે હાથોમાં મ્હોડું ઘાંકે છે. અદી ડોળા ફાડી ગુસ્તાદજી ગમ જુવે છે—પછી તેના આંગપર ધસી જાય છે.)

અદી—(ઉશ્કેરાઇને) યુ સ્કાઉનડ્રલ! તું આય છોકરી સાથે પણવા તઇયાર થયોછ! ચશમચોર કંગાલ ભામટા—તું ઘોરમાં જવાનો થયો તાહરે તું શું—( તેનો તોરો પકડવા જાય છે)

( કેટી ઝડપમાં વચમાં આડી પડે છે )

કેટી—( મોટી બુમ પાડીને )—ખબરદાર! એ હવેથી મારો ધણી છે—દુર રહેવો! જાલ! ડાકટર અરદેસર! તમે બેઉ જણાઓએ આગળ રેહીને મારી પાસઆય કામ કરાવ્યુંછ! ધીકકાર છે, તમો હૈયાંફુટા માટીડાઓ પર! તમે મને મારી નાખી—તમે હીચકારાઓએ માહરૂં ખુન કીધુંછ!

[ સુનામાસી દોડી આવેછે—કેટીને પટાવવા જાય છે—કેટી તેવણને જોરથી આંચકો મારી દુર કરે છે—જાલ કેટીનો હાથ પકડવા જાય છે તેને ઝટાક મારી કેટી તરછોડી નાખે છે. ]

સુનામાસી—દીકરી! દીકરી!!

કેટી—જાઓ—જાઓ—બસ નીકલો બધાં હવે મારી આગળથી! મને તમારા લોકનું મ્હોનુખી જોવા નથી ગમતું! તમે મને શું સમજોછ! ઓ હું મુઇ!—હું મરી ગેઇ! ઓ માસી-માસી-મને અહીંથી લઇ જાઓ—ઓ હું મુઇ!

[ કેટી તમ્મર ખાઇ બેભાન તુટી પડે છે—જાલ તેણીને ઝીલી લે છે. ]

[ ટાબ્લો—લાઇમ લાઇટ—શોકાતુર ગંભીર ઇંગ્લીશ મ્યુઝીક. ]

---

સીન ૧ લો.

---

[ ગુલાબવાડીનો ઝાડીઝાડીવાળો ગીચ
કમપાઉન્ડ. થોડેક દુરથી મોટો
બંગલો નજરે પડે છે. ]

( શીરીન ઉદાસ જીવે ગાતી ગાતી આવે છે. )

**શીરીન—**

દાવર, તાહરે દવાર—આજ હું
પાક મનસની—નમન કરૂં, રબ!
માંગુ દયા, સરદાર—આજ હું!
નેક નૈયતથી નેકીજ ચાહું,
દરબાહ, પરવર, સર ઝુકાવું;
દીન દયા દીન રાત તું દેજે,
માંગુ તુંજનો આધાર—આજ હું!

અમારાંબી કરમની કાહણીનોજ છે! મારાં ને કેટીનાં કીસમતનું ચક્કર આજે કાંઇ તો કાલે એક ખાઇને પાછું કાંઇ! મેહેરનોશજી વજીરદારે મને મ્હોતનાં દાચાંમાંથી બંચાવ્યા પછી આજે બે મહીના થયા કેટીની કમપેનીયન તરીકે હું અહીં ગુલાબવાડીમાં રેહુંછ. મને અહીં કશી પાંતીનું હવે દુઃખ નથી —પણ—પણ મારા અદી વગર મારે મનથી મારૂં જીવતરજ નકામું છે.

( કેટી આવે છે. )

**કેટી—**સીલ્લાં! તું અહીં છે કે? હું તુને બંગલામાં કાહરની શોધુંછની!

**શીરીન**—જરા ખોલ્લી હવામાં મન વેરતીતી. અન્દર અધો જીવ ગુંગરઇ આયો, 'કેટી.

**કેટી**—(સેહજ હસીને) અરે હારે હા ડોસાં હું બધું સમજુંછ. વરી કોઇની વાર જોતાં હોશો! સાચું બોલ શીરીન, વરી અદી આજે આવવાનો છે કે?

(શીરીન શરમાઇને નીચે જોય છે.)

**કેટી**—(માયાથી શીરીનને કોટી કરીને) મારી વાહલી બેહેન, એ છોકરામાં તારો કેટલો જીવજાન છે તે શું જોવાની મને આંખો નથી? પણ તારા મેહરનોશજી બાવાની મેરજીનેબી તારે માન આપવું જોઇએ. તે દાહરે એવણ ને અદી મોહને મોહનું થઇ ગીયા તાહરે કેમ બેઉ જણા બાજમબાજીપર આવી જઇને એકમેકના ટોટા પીસવા માંગતાંતા તે યાદ છે કેની?

**શીરીન**—(કેટીના ખભાપર માથું નાખી દઇ) ઓ કેટ! મને કંઇ સુજ નથી પડતું! મારો અદીબી સમજતો નથી. એ તો ઉસકેરઇને કેહેછ કે 'મેહેરનોશ કાકા કોણ થાયછ? એવણ મને અહીં આવતાં અટકાવશે તો હું એવણનું ખુન કરશ!' એવી કંઇ બરી ઘેલી ગાંડી વાત કરેછ તાહેરે મારા પેટમાં હબત હબત પરેછ.

(આંખ લુછે છે.)

**કેટી**—(બરડો પસવારીને પટાવતાં.) જરાક ધીરજ રાખ, શીરીન! લાંબામાં લાંબી અંધારી ગલીનોબી છેડો હોયછ. ગમે તેવાં મોટાં બીહામણા કાલાં વાંદલાંનેબી રૂપેરી કીનારી હોયછ. એબી દાહરો પસાર થઇ જશે.

**શીરીન**—કેટી, જાલનું કંઇ કાગજ આવેછ કે?

**કેટી**—(ગમગોસાર હાય મારતાં ગળગળતે અવાજે) નહી આજે બે મહીના થયા એ મને કંઇજ લખતો નથી. સીટલા, એ ભલા ને સાચ્ચા છોકરાનું દીલ

મેં બુધ્ધીએ કચડી નાખ્યું! બસ હું તે વખતે તદ્દન મેટ્ટર થઇ ગેઇતી!

(આંખ પાણી કરે છે.)

શીરીન—તું મને દીલાસો ને હીંમત આપેછ ને તું પોતેજ હવે કાંય એમ કરેછ? જા, બા! (કોટી કરે છે.)

કેટી—ઓ શીરીન! મેં શું પોચુંછ, ઉંધારી આખ્યો એ હું કેવી જાહનમની ખારમાં જઇને પરીછ તે—આહ મારા દીલમાં હમણા શું થાયછ તે કોણ જાણેછ! (આંખ પાણી કરે છે.) ચાલ અંદર જતે! બાહર ઠારમાં કેટલો વખત ઉભી રહેશે.

[શીરીન કેટી અંદર બંગલામાં જાય છે. ગુસ્તાદજી આવે છે.]

ગુસ્તાદજી—(બંગલા તરફ દાંત પીસીને જોતાં) આહા! મારી લખ્ખોપતી ધણીઆણી અહીં રહેછ! આય પાદશાહી વાડી વજીફામાં એ દોલતની રેલછેલ સાથ ચમન કરેછ ને હું? હું નવસારી કે બલસાર ને છઠે ખુણે અવટયાં માર્યા કરૂંછ! આય મારી પૈસે પુર બઇરીના મકાનનો ઉંબર ઓલંગવાની મને સાફ મનઇ છે! શું એ તુમાખી મેમસાબનો તરાસ છે! ચેકખી મને આજે બે મહીના થયા પોતાના સોલીસીટર મારફતેજ મોકલેછ! જાણે કુતરાંને વધેલું સડેલું હાડકું નાખેછ! મેં જરા તન હજાર રૂપીયા ઉછીના માંગવાનું કાગજ લખ્યું તેનોબી—નો રીપલાઇ! હું એક ભારતી વર છેઉં! એક ભારતી જનાવર છેઉં!! એ મોટે ઘેરના ઝભઇજીને મળવાનો—મ્હોંનું જોવાનોબી—મને હુકમ નથી! (ઝનુનથી હોઠ કરડે છે.) અહો.—મારા પેટમાં હમણાં એવુ ઉભાયછ કે જાણે શું નું શું કરી સુકું! ને રહી સહી પેલી વાંદરી શીરીન ગાંધીનેબી નાપેકાર સુજી મેહેરનોશ વજીફદારે અહીંજ લાવીને ચાંપી

મુકીછ         હમણાજ મારા સાંભળવામાં આયુંછ. કોઇ આવેછ! જરા ભરઇને રાહઘાટ તો જોઇએ.

[ગુસ્તાદજી ઝાડને ઓથે સંતાઇ જાય છે. મેહેરનોશજી આવે છે.]

મેહરનોશજી—(સ્વગત) મને માલીએ કહ્યું કે પેલો નાપાક ડુકતો એકું બે વખત અહીં મારી ગેરહાજરીમાં ચોરી છુપીથી મારી શીરીનને મલી ગીયો'તો! મતલબ કે મારી સખ્ત તાકીદ છતાં એ બેવકુફ પોરી આય ચંડાલ સાલુ-સુકાલ્યાને અહીં આવવા દેછ! એ મારો ભીખારડો ભત્રીજો પેસી રેઠી દાવરની બાજીમાં છકકર ખાઇ બેઠોછ! તાહરે હવે આય નાદાન ભોલી શીરીનના પૈસાપર તાગરો રચી રહ્યોછ! એ જખ મારેછ. પેલા કાફર ગુસ્તાદનોબી બરાબર ઘાટ હજુ ઘરવાનો છે! એ બદમાસ સુજીની બધી નેકનામી પોલીસને મેં આપીછ. પણ એ હરામઝાદો પલીડર હમણાં કાંહ દટાઇ સુવોછ કોણ જાણે?

(ગુસ્તાદજી ઝાડીમાંથી બાહેર નીકળી આવે છે.)

ગુસ્તાદજી—દટાઇ કાંહ બેસે? અહી તારી પાસેજ ઉભેલો છેઉ!

મેહેરનોશજી—(ગુસ્સાથી ઉસકેરાઇને) ગુસ્તાદ કાનફાટયો! લફંગા ધુતારા! તું અહીં ગુલાબવાડીમાં! તારૂં અહીં શું કામ છે? અહીં ખાતર પાડવા આયોછ કે તારી ઘણીઆની પાસથી વરી કંઇ ભીખ માંગવા આયોછ?

ગુસ્તાદજી—(દાંત પીસીને) બીજા કોઈ સબબસર નહી—પણ તુનેજ મલવા આયોછ! મેહેરનોશ, આપરો આગલો પાછલો હિસાબ હવે અહીં આજેજ ચુકતે કરી દેવો જોઇશે!

મેહેરનોશજી—હા, ચુકતે——તે વળી કેવા કે જેવા કેહછ તેવા ચુકતે! ચાલી ચલાવીને મારા સપાટામાં તું આયોછ, તો હવે—દોજખી દેવ—હું તુને પાછો આખો હારકાં સાથ જવા દેવાનો નથી. પોલીસ તારી પાછલ ભુખ્યા વરૂની માફક લાગેલી છે. મુગો મુગો અંદર બંગલામાં ચાલ! તારાં પાણી ભરાઈ ચુકાંછ. બદમાશ ગુસ્તાદ! તું આજે એક અવર ઘડીએ મને મલી ગીયોછ! તારો હવે અંત આયોછ—આવ!

[ મેહેરનોશજી ગુસ્તાદને ગરદનમાંથી પકડે છે. ગુસ્તાદ તેવણના કપાલ પર ફકડાવીને એક મુકકી મારે છે. મેહેરનોશજીના કપાલમાંથી લોહી નીકલી પડે છે અને તેવણ જમીન પર તુટી પડે છે. ]

ગુસ્તાદજી—(જડબુ કચકચાવી) લે સેતાનના જણયા! હવે કોણનો અંત આયોછ—તારો કે મારો?

[ એક મોટી છરી ઓટીમાંથી ખેંચી કહાડી મેહેરનોશજીની છાતીમાં મુઠ સુધી ભોકી દે છે. એક મોટી ચીસ સમેત મેહરનોશજી લોહીમાં ગગરતા તફડયાં મારી મરણ પામે છે. ]

ગુસ્તાદજી—(મેહેરનોશજીને જોઈને) એ સાવ મરી ગીઓછ! બચ્યા ગુસ્તાદ! નહાસ અહીથી—નહીં તો ગરદન લટકઈ જવાનો સદંતર સોદો થઈ ગીયોછ!

[ ઝડપમાં નાહસી જાય છે. બીજી મેરથી અદી સફેદ સુટમાં સાઇકલપર ઝડપમાં આવવા જતાં ઉંધે મસતક ભોંયપર પડેલા મેહેરનોશજીના આંગપર તુટી પડે છે. અદીના કપડાં લોહીથી ખરડાય છે.]

અદી—(ઉઠીને વાંકો વલી જમીનપર પડેલું મુરદું તપાસતાં) યા પરવરદેગાર! કોઇનું લોહીથી ઝઝરતું પોડી છે! (સાઇકલનું લેમપ કાહડી મેહરનોશજીનું મોહડું તપાસે છે.) મારા પોદા! મેહરનોશજી કાકા! એ હું શું જોઉછ! આય છરી! ને મારાં કપડાંપર બધા લોહીના દાઘા! અરરર હવે? હવે શું કરૂં?

[બગીચાનો માલી આવીને સામે ઉભો રેહી ડઘાઇને અદી ગમ તથા મેહેરનોશજીના મુરદાં ગમ જોયા કરે છે, પછી બંગલા તરફ ફરી મોટેથી બુમો પાડે છે.]

માલી—(મોહટેથી કલ્લા પાડીને) બાઇ બાઇ! કેઠી બાઇ—સુનાબાઇ! ખુન, ખુન! પેગી યા, મેરવાનજી.!

અદી—(ભોંયપર પડેલી સાઇકલને તરાપ મારી ઉચકતાં) એ મને ખુની સમજે છ! બસ થઇ ચુક્કું! મારૂ આવી બન્યું!ઑ હવે શું કરૂં! માઇ ગોડ!

[કેઠી શીરીન ત્યાં ધસી આવે છે. અદીને જોતાંજ તથા મેહેરનોશજીપર નજર પડતાં શીરીન એક ચીસ સમેત બેભાન ભોંયપર તુટી પડે છે. કેઠી હરણફાર થઇને અદી ગમ ટગર ટગર ઠીકે છે. માલી મેહેરનોશજી આગલ જમીનપર બેસી જઇ તેવણને તપાસે છે અદી ભાણ ભુલી જઇ એકદમ સાઇકિલપર સવાર થઇ ધસારાબંધ ત્યાંથી નીકલી જાય છે.]

[ડમબ શો—માણસો મહેરનોશજીને અંદર ઉંચકી જાય છે. કેઠી સુનામાસી, અમીના શીરીનને સાવધ કરી અંદર લઇ જાય છે.]

(ટાબલો—ધીમું ઇંગ્લીશ મ્યુઝીક)

---

# સીન ૨ જો.

[ મોદીખાને જાલનો એક સાદો માદો ઓરડો. એક સોફા તથા ખુરસી, નાની ટીપાઇપર ભાણું મેકેલું છે. એક રીડીંગ લેમ્પ. એક મોટા દેવદારના પેટારા પર અબદુલ ખુણામાં બેસી બુટને પાલીસ કરે છે. જાલ સોફાપર લેટી કાંઇ ચોપડી વાંચે છે.]

જાલ—(કંટાલીને ચોપડી બાજુ ફેંકી દઇ) આજે મારૂ મગજ કોણ જાણે કાંહુ ચરવા ગીયું છ. (ઘડીઆલ જોઇને) આંઠબી વાગી ગીયા! ચાલ હવે સુઇ જતે. આહ બેમરવત બેકદર દુન્યા, તું મારી સાથ અજબ સખ્ત થઇછ! મારાં બાપીકા ઘેરને તજીને હું અહીં મોદીખાને આય ઓરડી ભારે લઇ રહોછ પણ સું બઇજ જાણે મને કડવા આવેછ! અબદુલ!

અબદુલ—(ઉઠી આગીને) જી?

જાલ—આય રકાબીઓ ઉચકી જા! મને આજે બીલકુલ ભુખ નથી.

અબદુલ—એમ શું કરોછ, જાલ શેઠ? સવારના નાસ્તોબી આજે તો નથી કીધો. તબીયત બીગાડવા માંગોછ શું? લેવો જરા બે બુક—

જાલ—(ચીરડાઇને) માથું ના ખા! આજે મારૂં મસ્તક ઠેકાણે નથી! બસ રકાબી ઉંચકી જા, કેહુંછ તે સાંભલેછ કેની?

[અબદુલ રકાબીઓ ઉંચકી જાય છે]

જાલ—(સ્વગત) બાવાજીનું ઘેર છોડીને મારી સાથ પાલેલા કુતરાની માફક અહીં ચાલી આવેલો. મારી બચગીનો

આય, વફાદાર નોકર મારે ખાતર જીવ ખારેછ! પણ મારી છાતીમાં હમણાં કેવો ચમટો ઉઠેછ તેનો એ બીચારાને શું ખ્યાલ છે! ઓ કેટી કેટી! સદાની મુઝવણમાં એને મને શીબતો કરી નાખ્યોછ તેનું મને જેટલું લાગતું નથી, તેટલું એ છોકરીએ પોતીકા કાજગરા જીવનું જે સત્યાનાશ વાળ્યુંછ તેનું મને દુઃખ લાગેછ. અફસોસ! કેટલાંક માયબાપો કોઇ વખત પોતાના બચ્ચાંઓનાં સુખનાં સવાલમાં હદથી જયાદા સખત બની તે નહીં ઘટતી હુજત પકરી બેસેછ, તાહરે આગે વખત જે ગમખાર પરીણામો આવેછ તેનો આય કેટી એક જીવતો જાગતો દાખલો છે! (નીસાસો નાખે છે.)

(બાહેર કોઇના પગળાં સંભળાય છે.)

(ચોંકીને) યે? એ રાત પરી પગલાં કોણના સંભલાયછ?

[અદી ધસારા બંધ ધસી આવી એકદમ જાલના પગ આગલ ધરરર કરતો કે ફસડાઇ બેસે છે અને હાંફે છે.]

અદી—જાલ મને બચાવ! ખોદાયને વાસ્તે મને બચાવ!

જાલ—(હેબતાઇને ઉભો થઇને) અદેસર!!

અદી—જાલ! હું મરી ગીયો! અરરરર મારાથી છબરડો થઇ ગીયોછ! ઓ મને બચાવી લે! હું મુવો જાલ!

[જાલ અદીની આગલ ગુંઠણ મંડીએ બેસી જઇ તેને ખભાંમાથી હલાવે છે.]

જાલ—એમ શું કરેછ અદી!! તારાં કપરાં લોહીથી ખરડાયલા કેમ? શું થયું? અકસમાત થયો! બોલની તો!

અદી—નહી નહી ગુલાબવાડીમાં હું જતો તો તેટલા—ઓહ !—ભાંયપર મહેરનોશજી મારા કાકા લોહીમાં ઝબરતા મુવેલા પરેલા કમપાઉન્ડમાં (હાંફે છે.) ઓહ માઈ—હું તેની પર અંધારામાં સાઈકલ સાથે ત્રુટી પડયો—આહ ! નીચે મારી સાઇકલ છે—ઓ—તેને સાંતી દે—જલદી કર ! પોલીસ મારી પુઠે લાગીછ !

[અબદુલ બાહર દોડી જાય છે.]

જાલ—તારા કાકા મુવેલા પરેલા ! એ શું બકેછ !

અદી—તેવણનું કોઈએ ખુન કીધેલું—ઓહ—

જાલ—પછી ?

અદી—હું ગભરાઈ ગીયો—ઓ—મેં સુદ્ધ ખોહી દીધી !—ઓહ—ને મેટ જેવા આહી મારતી સાઈકલ નાહસી આયોછ ! ઓ મને સંતારી દે ! લોકોએ મને નાહસતાં જોયોછ !—

જાલ—મારા ખોદા ! એ તેં શું કીધું ! અદી !

અદી—મારૂં નસીબ ફુટું ! મારી પુઠે અબઘડી પોલીસ આવશે. અરે હવે કાંહ જાઉં !!

અબદુલ—(ધસી આવતાં) શેઠ ! તે લોક આવે છે ! એક પળ ગુમાવશો નહી. મેં સાઈકલ કુવામાં હેમાવી દીધીછ જલદી કરો ! અરદેશરજી, ઝડપ કરો—આમાં બેસી જાઓ !

[અબદુલ મોટો પેટારો ઝડપમાં ઉઘાડી અંદરથી મેલાં કપડાં કહાડી બાજુએ નાખે છે અને અંદર અદીને ઘુસાડી દઇ તેને તાળું મારે છે. જાલ ફગળાઇને બધું જોયા કરે છે. ]

અબદુલ—વેકે! એકદમ વાંચવા પડી જાવો, જાલ શેઠ!

[ જાલ ચોપડી વાંચવા બેસી જાય છે. અબદુલ પેટારાપર સુઇ જઇ ઘોરવા માંડે છે. એક દેશી પોલીસ ઇનસ્પેકટર તથા એક પોલીસ જમાદાર દાખલ થાય છે. ]

ઇનસ્પેકટર—એક સખસ નામે ડાકટર અરદેશર વજીફદારને બાઇસીકલપર અહીં દોડી આવતાં લોકોએ જોયોછ. તે અહીં આયોછ, મીસ્તર?

જાલ—(અજબ થવાના ઢોંગ કરીને) ડાકટર અરદેશર વજી૦ દાર અહીં? અહીં દોડી આવ્યો? અહીં તો કોઇ નથી આયું! પણ શું છે શું, મી૦ ઇનસપેકટર.

ઇનસ્પેકટર—તેવણે પોતાના કાકાનું ખુન કીધુંછ!

જાલ—એ શું બકોછ?

ઇનસ્પેકટર—ખરૂં કેહુંછ, સાહેબ. હું વખત ગુમાવવા માંગતો નથી. તમારે તાંહ એ સખ્શ નથી આયો?

જાલ—મારે તાંહ! તમુને એમ બોલતાં સાંભરીને હું અજબ છેઉ! આય મારા બે ઓરડા તમે જોઇ લેવોની!

[ ઇનસ્પેકટર અંહી તંહી બંને ઓરડામાં જરા ઝડપી નજર ફેંકે છે. જાલ સુતેલા અબદુલની આગલ જઇને તેનાં બરડાપર એક છાપટ મારે છે. ]

જાલ—અબદુલ! અબદુલ ઉઠ! ગદ્ધા! ઉંઘાયછ શાનો? ડાકટર અરદેશર વજીફદાર આજે અંહી આયાંતા? આપરે છે–તે કાહરે ખુન થયું, ઇનસપેકટર? મને કંઇ સમજ નહીં પરતું.

[ જોરથી આળસ ખાઇ અબદુલ ઉઠે છે. અને આંખ ચોળી ગભરાયલે ચેહેરે ઇનસ્પેકટર અને જમાદાર ગમ જોય છે.]

આજે અહીંયાં કોઇ આયું'તું, અબદુલ?

અબદુલ—નહી સાહેબ–આયું'તું તો કોઇ નહીં.

જાલ—પેલો ડાકટર અરદેશર કંઇ અહીંયા આયો'તો—બાઇસીકલપર?

અબદુલ—ઓહ કોણ! પેલા સેનેટરીની પાસે રહેતા છે તે પારસી ડાકટર? તેવણ અહીં તો નહી આયા'તા. પણ—અહંહંહં!–થોરા વખતપર તમારૂં ભાણું લાયોની—તાહરે જોરમાં બાઇસીકલપર આય રસ્તેથી આણીમેર તેવણ એકદમ દોરી તો ગીયા'ના.

ઇનસ્પેકટર—(ગ્હોડું કુમલાવીને) તે અહીંથી કેટલોકવાર થયો ગીયો?

અબદુલ—પાએક કલાક થયો હોશે, સાહેબ.

કોનસટેબલ—અહીથી દરીયાને કીનારે પુગી બોટમાં સટકવા માંગેછ. એક્ષકયુઝ મી, મેં તમુને ડીસટર્બ કીધા.

[ઇનસ્પેક્ટર તથા જમાદાર જાય છે. અબદુલ અદીને બાહર કાહડે છે. અદી જાલનાં ખભાંપર માથું નાંખી દઇ રડે છે. જાલ દીલાસો દે છે.]

દાખ્લો.

## સીન ૩ જો.

[તેહમુરસ દીવેચાનો સીટીંગ રૂમ—
ફ્રેની ચીંતાતુર જીવે અંદરના
ઓરડામાંથી બાહેર આવે છે.]

ફ્રેની—(સ્વગત.) સવા આઠ થઇ ગીયા ને હજુર તેમુલજી પાછા નહી આયા? મુંબઇ આવતાને વાર એમ શું એવણ મને ખીધરાવી મારતા હોશે! એવણના સોંગ કંઇ આજે મને ગમતાજ નથી! એવણના ભઇ ભોંજઇબી કોણ જાણે કાંહ સુકઇ ગીયાંછ (કોલ-બેલ વાગે છે.) લે કોઇ આયું!

[મનચેરજી મગોલ ખુબ ગુસ્સામાં
દાખલ થાય છે.]

મંચેરજી—(ફ્રેનીપર નજર પડતાં) જી, એક્ષક્યુઝ મી, પણ–પણ તમે મીસીસ દીવેચા છેઓ!

ફ્રેની—હાજી, કેમ?

મનચેરજી—તમારા વર ઘેરમાં નથી?

ફ્રેની—નહીં, હમણા પાછા આવશે. તમે કોણ છેઓજી?

મનચેરજી—હું મનચેરજી આદરજી મગોલ. હું કેહવાને ઘણોજ દલગીર છેઉ, મીસીસ દીવેચા, કે તમારો હસબંડ એક પહેલા નંબરનો બ્લેગાર્ડ છે!

ફ્રેની—(ચકીત થઇને) શું ઉં ઉં ઉં?

મનચેરજી—પારસી કોમમાં એવા સુજી કોરગાઓ હસ્તીભોગવે છે એ આપરે વાસતે મોટી નામોશીની વાત છે, બાનુ!

ફ્રેની—(ચીરડાઇને) એ તમે બકોછ શું? કોણ બલેગાર્ડ છે ને કોણ કોરગો છે!

મનચેરજી—તમારો વર—ટી. આર. દીવેચા–કોણ સુવોછ તે!

તેમુલજી—હા ખધર! મને કોટી કરે ને ચુમી લે તે બા મને તો ઘણું અનીતીભરયું લાગું. કોઇ અસતરી એમ પોતીકા દીલના કામી જુસ્સાઓને ——

મનચેરજી—(બેહદ ગુસ્સે થઇને) કોટી કીધી—ચુમી લીધી! બેહયા નીચ કોરગા! લે આય તેનો સવાદ! તારી સાથે પ્યાર કીધો! વરી નફટ થઇને કેહેછ!!

(ડોગવ્હીપ બોહોમાંથી કહાડી બે ચાર મજબુત સપાટા તેમુલજીને લગાવે છે. તેમુલજી બુમાબુમ કરી મેળે છે!)

તેમુલજી—અરે, અરે શાંતી! શાંતી! એ શું કરોછ, ખધર!! ફેની, એને જરા થંડો પારની તો! એ કોણ છે કોણ પણ તે! મને મારેછ શાનો?

ફેની—અરે પણ, તેહમું, તમે આજે હમણા કાંહ જઇ આયા? ભસોની બરાબર!

તેમુલજી—વળી બરાબર તે કેમ બોસુ? આલીફુઇને તાંહ જઇ આયો—બીજે કાંહ જાય જો? શાંતી! ઓઇ ઓઇ, આય જરથોસ્તીએ તો મારૂં આમરૂં ઉખેરી નાંખ્યું!

મનચેરજી—અરે ફુઇ કોણના બાવાની લાવ! તારી તાકાતાજ શું કે મારી ગેરહાજરીમાં મારી સીસતર સાથ એટલી બધી અણુઘટતી છુટ લે? નીચ અશમચોર બ્લેગાર્ડ! તારાં અંગ્રેજી ચીલીમ ચાલાકીયાં કપરાં બદલીને આય સફેદ ઠગતાં કપરાં તું પેહરી આયોછ તેથી હું ઠગાવાનો નથી—સમજયો?

(પાછો ચાબુક ઉગામે છે. તેમુલજી ફેનીની પછવાડે ભરાય છે.)

તેમુલજી—(રડમસ અવાજે) ખધર, ખધર!! મને મારો ના! શાંતી, શાંતી! હું તમુને ખરૂં કેહુંછ કે તમારી



મંચેરજી આદરજી મગોલ.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી.એ.



કુંવરજી કોપરબ્રાસ.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

એહેનેજ આવીને મને ડોઠી કર્યા કીધી! મને ઉલટા ગરે શાના પરોછ? અરે અરે શાંતી! મને મારોછ કાંય પણ તે? (મનચેરજી ફટકાવે છે.)

ફ્રેની—(વચમાં પડીને) જરા ઠંડા પરો, ભઇ! હું બે હાથે મુઆફ માગીને કેહુંછ—

તેમુલજી—(ખીજાઇને) એ તે કંઇ તમારા મુંબઇના લોકની રીત છે! નીરદોશ માણસને મારોછ શાના! ખબર, તમારીપર હું બલાતકારને સારૂ ફોજદારી કામ ચલાવશ! શાંતી!

મનચેરજી—અરે તારા ફોજદારી કામ ચલાવનારને શું કેહું! વરી છે સામ્બો સતો થાયછ! લે આય ફોજદારી કામ ચલાવજે!

[પાછો ચાબકનો ઝપાટો મારે છે.
તેમુલજી કીલીયાન કરી મુકે છે.]

ફ્રેની—ઓ તારા હાથ ભાગેરે તારા! ઓ હવે શું કરૂં! ઓ માય—ઓ કોઇ આવો! રામા—રામા!

તેમુલજી—(ઉશકેરાઇને) એઇ જરથોસ્તી! હું તમારી સામ્બે કામ ચલાવવા માગુંછ! તમારૂં નામ આપો!—નહીં આપતા? ફ્રેની, ઉભી રેહ? હમણાં એક પોલીસ સીપાઇને બોલાવી લાઉછ.

[ધસારાબંધ જાય છે.]

મનચેરજી—ફરીથી હવે એ મારા ઘેરનું નામ નહી લેશે! એવા કારાં મ્હોંનાના સુજીઓને તો એમજ સવાદ ચખારવો જોઇએ! (ફ્રેની ગમ ડોળા કકડાવીને) એ તમારા સુજી માટીને આંકોશમાં રાખો, સમજીયાં! નહી તો કોઇ દહારે એ ફાંસીને લાકરે ચહરશે ને માથે હાથ દઇને રરશો!

[ખુબ રોહસામાં ચાલી જાય છે.]

ફ્રેની—(સ્વગત) ઓ આપરે–હવે શું કરૂં? કાંઇ નહીં? અલા જાણે માગી–પુત્રાં આય ગુંબાઇને એવું વરદાન છે એમ જાણુતે તો આવતેજ નહી! એ ઘણી સુઈ નાજુ કોઇ વરી નીકરી આવીછ!! (કાલ બેલ વાગે છે)–કોણ?–ઓ કુવરજી કાકા!—

(કુવરજી કોપરબરાસ બગલમાં બે ત્રણ મસ મોટા પોથાઓ મારી દાખલ થાય છે. ફ્રેની દોડી જઇ તેવણુને કોટી કરે છે.)

ફ્રેની—કાકાજી, સારૂં થયું કે તમે આયા! ક્હારની હેબત ધસકે હું તો બીહીને અરધી થઇ જાવુછ! આય ઘેરમાં તો ઘણી ઘોરી કોઇ મલેજ નહીં!

કુંવરજી— (ચોપડીઓ બાજુએ મુકતાં) તારા બાપ પેસીનો બેંકોકથી તાર આયો તેરેજ મેં તો જાણ્યું કે તમે લોક આજે ઓચીતાં મુંબાઇ ઉપડી આયાંછ, ને અંહીં તેમુલજીનો કોઇ ભઇ રહેછ તેને તાંહ રેહવાનાં છેઓ!—તારા ધ્યાનમાં ઉતર્યું? અમસા પોતીકા કાકાને તાંહ તારેથી નહી ઉતરાયું–કેમ, પોરી?

ફ્રેની—નહી, કાકાજી, ગુસ્સે ના થાવો. તેમુલજી બોલ પકરી બેઠા કે હું તો બસ મારા ભાઇનેજ તાંહ ઉતરૂં–તારે શું કરૂં!

કુંવરજી—ઉં કાંહ છે, તારો માટી કાંહ છે? તું છેક લંકાની નાકે બેંકોક બેઠી બેઠી પરણી અદરાય તારે હમે લોક શું જાણ્યે કે તારો ધણી કેવો છે! મારા ભાઇ પેસુતને તો અગાઉ મને લખેલું કે એના જમઇ, તે એ તારા વરનું જરા માથું ખીસેલું છે! ખરી વાત કે?

ફ્રેની—બોલો ના, કાકાજી! તેજ સુઇ માટી ફીકર ચીંતામાં પડીછ તો! મારા તેમુલજીએ થીઓસોફી ને યોગ

અભ્યાસના મુવા કંઈ પછાડા મારીયા તેથી એવણનુ મગજ છ મહીનાપર જરા ચકાસી ગેયલું. ને અંહી આયા પછી તો એવા કંઇ નહીં સમજ પરે તેવા ચેનચાલા એવણ કરેછ કે—ઓ કાકાજી—મારા પેટમાં ફાર ફાર પડેછ!

[ કુવરજી એક મોટો પોથો ઉઘાડી તેના પાનાં ફેરવે છે. ]

**કુંવરજી**—હુ! સમજયો! સમજયો! એબરેશન ઓફ ધી ઇનટલેક્ટ! તારા બાપે લખેલું તારેજ હું સમજી ગીયો કે એ નોન કોમપોસ મેનટીસનો ખોટલે ખોટલો કેસ છે તારા ધ્યાનમાં ઉતર્યું?

**ફ્રેની**—(ગુંચવાઇને) શું કાકાજી? શાનો કેસ છે? એ આય બધા પોઠાઓ શાના ઉચકી, લાયાછ?

**કુંવરજી**—જોની, આજે કેટલો વખત થયો હું "એમેનસીયા" અને "મેનટલ એબરેશન" ની સ્ટડીમાં ઉંડાણથી ઉતરેલો છેવું. તારા ધ્યાનમાં ઉતરીયું? આય તેના લેટેસ્ટ વર્કસ છે. આઓ ચોપરી "Treatise on the co-relative functions of the cerebellum and pancreas" નુ ચોવીસમું વાલ્યુમ છે. તારા ધ્યાનમાં ઉતરીયું? તારા વરનુ- મેડનેસ હમણા પાછું ઉભરી નીકલતું હોશે—વચમાં "લ્યુસીડ મોમેન્ટ" આવતી હોશે! ઓ આઇ અનડરસ્ટેનડ! આઇ અનડરસ્ટેનડ!

**ફ્રેની**—મરે તમે શું બોલોછ? મને તો કંઈ સમજ નહી પરતું.

**કુંવરજી**—તું નહીં સમજે પોરી, તું નહીં સમજે! બસ તું હવે ચુપી જા! એક કફોરાં મેનટલ ડીઝીઝની પ્રેકટીકલ સ્ટડી કરવાની હવેજ ખરેખરી ગ્રાંડ તક મને મલશે. એવાં ઘેલાપણાનો કેસ ઘણો ડેનજરસ હોયછ. એ ડીમેનસીયા ચપ દઇને હોમોસાઇડલ મેનીયામાં બદલાઇ જાયછ—પછી તે પેશન્ટ આપુને છરી મારે—કરડે—ગરં ભચરે! તારા ધ્યાનમાં ઉતરીયું?

ફ્રેની—(ગભરાઇને) ઓ માયરે! એમ શું બોલોછ જી!

કુંવરજી—એ તારો માટી એક મીનીટે સાજો સમો દેખાય—બીજી મીનીટે ચપ કરતી છરી કાહડીને આય તારા ગરાંની 'વીન્ડ પાઇપ' કાપી! નાખે તારા ધ્યાનમાં ઉતરીયું?

ફ્રેની—ઓ કાકાજી! એમ શું બીહરાવોછ, બા બા?

કુંવરજી—છટ! બીહેછ શાની? તું જોજેની, પોરી, મારાં આગલાંઓની હીપનોટીક સાઇનોથી ને મારા ડોરાઓના મોરલ મેગનેટીઝમથી હું વાઘનેબી બરફના પાણી જેવો ઠંડો કરી નાખું. તારા ધ્યાનમાં ઉતરીયું? (ઘડીયાલ જોઇને) અહો! સારા આંઠ થઇ ગીયા? લે, ચાલ બા—હવે જતે. કાલે સહવારનાં પાછો આવી જવશ.

(જવાને માટે ઉઠેછે.)

ફ્રેની—નહીં, નહીં, કાકાજી—જોવરી, જરા થોરો વખત બેસો! મને તો અહીં એખલી રેહતાં, બા, બીહીક લાગેછ. તેમુલજી હમણા ઓય આવતાજ હોશે. જરા દસ મીનીટ થોભો—તેમુલજીના ભાઇ ભોંજ-ઇબી અબઘરી આવશે.

કુંવરજી—(હસીને પાછા બેસતાં)—વારૂં ચાલ, એ લોક આવે તેટલાં બેસુંછ. તેટલાં જરા કંઇ ગા જોઉં—તારો બાપ પેસી લખેછ કે તું મજેનું ગાયછ તે જરા જોઇયે તો ખરા!

ફ્રેની—વારૂંજી—

સજજનો, સાર જીન્દગીનો છે બેશુમાર—સમજો તો!
મીસાલે ખ્વાબ—સ્પનાની ખરે સંસાર—સમજો તો!
બદીથી જો કરે મનજીલ સરાએ ફાનીની૧, આદમ,
સફર એ જીન્દગાનીની ખરે બેકાર, સમજો તો!
મીસાલે ખાક ફેના છે એ તમારી જીન્દગાની તો,
પાણીના પરપોટા સાની બધા વિચાર, સમજો તો!
ગરૂરી કરીને ના ઉડ઼ ઉડ઼ કર, રે એમ સમજી જરા મનમેં,
કે બસ ટકવી છે એ ચાંદણી ફક્ત દિન ચાર—સમજો તો!

---

૧ જીંદગી.

# સીન ૪ થો.



[ અંદેરી ખાતે એક ઓરડો. અંદર એક ટેબલ બીછાવેલી છે. ઉપર પ્લેટો, ગ્લાસ સોડાની બાટલીઓ બ્રાંડી વીસ્કીની બાટલીઓ વગેરે છે. અહી એક મુસલમાનના છુપા વેશમાં, અબદુલ એક નવાબઝાદાના છુપા વેશમાં, અને એક ડીટેકટીવ તેમજ જાલ આવે છે. ]

જાલ—આજનો દાહાડો બરાબર પાર પરે તો સારૂં ! અચ્ચા અબદુલ, તું અમુને અહીં લઇ આયોછ—પણ ટેક કેર! પેલા બે ખવીસ કાકા ભત્રીજા ઘણા ડેનજરસ માણસો છે જો!

અબદુલ—(હસીને પોતાની ખોટી દાહડી કાહડી નાખતાં ) જાલ શેઠ, તમુને હજુર મારી પર વીશવાસ નથી?

જાલ—તારી પર ૧૬ આના વીશવાસ છે, અબદુલ. તેમ નહીં હોતે તો તારી આય જીવ સટોસટની રમતમાં હું ને અહી સામેલ કેમ થતે? પણ કમબખત, તેં અહીં કેઠીને અને શીરીનને પેલા ખુની ચંડાલોના ડાચાંમાં લાવવાનો તાગરો રચ્યોછ તે આઇડીયા મને બીલકુલ નથી ગમતો! આઇ મસ્ટ સે!

અબદુલ—તમે ચીતાં ના કરો. આપરે ચાર જણા અહી છેઇએ કેની! આપરા પટવરધન ડીટેકટીવ એવા ચાર જણને એકલા પુરા પડે તેવા છે! કેમ રાવ સાહેબ, ખરૂની?

ડીટેકટીવ પટવરધન—બીહો નહીં, મી० ઉમરીગર? એવાતો કચ કંઇ ધાસ્તી ભર્યા બદમાસો મારા હાથમાં રમી ગયલા છે. બાઇ સાહેબોના બાલનેબી અલવલ નહી

આવે તેનો હું જોખમદાર! અબદુલ મીયાં કહેછ તેમ એ ગુસ્તાદની આંગલી પરની વીંટી જો હાથ લાગી તો અરદેશર શેઠને માથેની આફતનું વાદલ વીખે-રાઈ ગયલું સમજજો! મરનાર મેહેરનોશજીના કપાલ પર મુકકી મારતાં જે છાપ પાનાની વીંટીએ પાડયોછ તેની પ્લાસટર ઓફ પેરીસની આકૃતી પોલીસની પાસે છે. તેજ વીંટી ગુસ્તાદની આંગલી પર હોય તો તે એને ત્રણ લાકડીએ લટકાવશે.

જાલ—(અબદુલને) તુને ખુનવાલી જગાએથી ગુસ્તાદજીના એડરેસનો પીરોજબાઈ તરફથી આવેલો પોસ્ટ કારડ મલી આયો એ સઉથી અગતની જબાની છે. અબદુલ, તેથી મને ઘણી આશા આવીછ !

અબદુલ—ગુસ્તાદજીના હાથમાંની વીંટી આપણુને કહડાવવી જોઈએ. પણ તે કામ બાઈ માણસોની મદદ વગર થઈ શકે એમ નથી, શેઠ. અલબત જરા જોખમનું કામ તો છે—પણ આપરી ચારો જણ પાસ ભરેલી પીસટોલો છે !

[ ખીસાંમાંથી એક રીવાલવર કાહડીને દેખાડે છે. ]

જાલ—(હસીને) મી૦ પટવરધન, આય પોરીયાને તમારા ડીટેકટીવ ખાતાંમાં તમારે લેવો જોઈએ. જોવની, મારા કહયા વગર, મારી રજા વગર, કેટીની પાસથી એ કંઇ રૂપીયા લઈ આયો—ને પછી હેદરાબાદી નવાબ-જાદો બનીને પેલા બે મુજીઓ સાથે થાડી દોસ્તીખી પાડી બેઠો! ને હવે આજે અહીં તે લોકને ખેંચાવી મંગાવવા સારૂં બધું રોખરૂં ઉભું કીધુંછ! તારા-માંખી એટલું પાણી છે એવી મને ખબર નહી હતી, અબદુલ !

[ અબદુલ હસીને બે હાથે સલામ કરે છે. ]

અબદુલ—જાલ શેઠ—અરદેશર શેઠ! જે વખત જાયછ તેમાં હવે પેલાંઓ આવશે. તમે લોક પેલા સામ્યેના ઓરડામાં છુપઇ રહેવા! ને કેઠીબાઇ શીરીનબાઇ આવે ને ગમે તે તેબી થાય તોબી હું ને રાવસાહેબ તમુને કેહીએ નહીં તાંહ સુધી કબ્ભી બાહેર નીકલતા ના! એ લોકને આજે હુદ્દા સાથે પકડવાના છે! જોવ અરદેશર શેઠ, તમારી કબુલાત છે હો!

અદી—બસ તું કેહેશે નહીં તાંહ સુધી હું બાહેર નહી નીકલું! ખાત્રી રાખ.

જાલ—હા સેહેજમાં કામ બીગડી જવું નહીં જોઇએ. અટલો! કોઇ આવેછ ખરા. કમ અંલોગ, અદી

[પટવરધન, જાલ, અદી પાસેના ઓરડામાં છુપઇ જાય છે. અબદુલ ખોટી દહાડી પાછી પેહેરે છે અને રીવાલવર બીસાંમાં મેળી દે છે. ગુસ્તાદજી ત્યાન દાખલ થાય છે.]

અબદુલ—ઓહો આવો આવો! શું થયું શું! સાડા સાત વાગે આવવાના હતા તેના આંઠ વાગવા આયા.

[બંને સાથ સેકહેનડ કરે છે—અને તેમ કરતાં ગુસ્તાદજીનો જમણો હાથ ઝાલી રાખી તે પરની વીટી ધ્યાનથી જુવે છે.]

ગુસ્તાદજી—આય નાપાકે વરી પોતાની રીત પ્રમાણે અવવારું કીધું! દોસ્ત, પેલી કેઠીને તેં કાગર બરાબર ચોક્સ આજે પુગાડીયુંછ કે?

અબદુલ—ઓફ્ફસ ! આજે સાતેક વાગે બરાબર ટકોરાબંધ મારો ભરુસેદાર માણસ એ બાઇઓને પેલું આપરું તરકટી કાગલ હાથોહાથ ગુલાબવાડીમાં જઇને આપીબી આયો હોશે.

ચાન—તેમાં તું એ હું લખેલું, નવાબજાદા?

અબદુલ—હું શાનો લખું? જાલભાઇ ઉમદીગર એ બાઇના આશક તમે કહોછની તેના બાપ તરફથી જાણે કાગલ કેટીબઇને આજે પુગું હોશે કે 'અંદરી ખાતે કોનડીટા મધે પેલવયું બગલામાં જલદી આવો. જાલભાઇને સખત અકસમાત થયોછ ને કેસ ઘણો ગંભીર છે. તમુને મલવા માંગેછ!' એ બાઇ જીવ નાખલી આવવાની! એમાં ફેર પડે તો હું નવાબ અસરફખાનનો બેટો સાહદેખ નહી! ઓય આવતીજ હોશે! કયું બચ્ચા, કઇશી બજાઇ?

[હસે છે અને ગુસ્તાદજીને તાલી આપી તેનો હાથ પકડી આગલાં પરની વીંટી પાછી જોય છે.]

ગુસ્તાદજી—મારો વહાલો તુંબી અમારા સટનોજ નંગ નીકલ્યો, બચ્ચા સાહદેખ! (હસે છે) લે ચાલ, જરા નાક સુકાય! લાવ થોરોક ટપકાવી લેતે. લે ચાન તારુંબી નસકોરું કીઆરનું ફાટ ફાટ થાય તે હું જાણું. તું તો સાહદેખ પીતોજ નહી—હરવાયો તું!

[ગુસ્તાદ તથા ચાન ખાસ્સો ચાર ચાર આંગલ ઓઠી જઇ બટાકા મારે છે.]

ચાન—હાઆઆસ! હવે લગારીક હરેટો પયરો ભાય! બાહર જેવો અહીં તું એ ધકેલો ખવાયરો કાકા પણ— યે કોઇની ગાડી આવેલી લાગે!



બાપુજી તચકરા.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી. એ.

અબ્દુલ—(બારીઍથી જોઈને) હા ટાંગા આવી લાગીછ! આય શું ત્રણ જણાં છે.

ગુસ્તાદજી—ત્રણ જણાં!

અબ્દુલ—હા શીરીનબાઈબી સાથે છે, ને આયાને સાથે લાયાંછ. ચાલો જલદી અહીં ઓરડામાં તમે બે જણા ભરાઈ જાઓ. હું પેલા સાંમેના ઓરડામાં છેઉં.

[ઝડપમાં ગુસ્તાદજી ચાનને સામેના એક બીજા ઓરડામાં છુપાવી પોતે અદી જાલ પટવરધન ભરાયલા છે તે ઓરડામાં ભરાઈ જાય છે. કેટી, શીરીન, અમીના દાખલ થાય છે. ત્રણુ જણીઓ આસપાસ ગભરાઈને જુવે છે.]

શીરીન—માયરે! કંઈ સુવો બીહીક લાગે તેવો એકાંત બંગલો છે! એજ બંગલો કે, કેટી?

કેટી—હારે એજ બેલ વ્યુ—જાલના આવાનો અંધેરીનો બંગલો—તેતો હું જાણું છ. પણ કાંહ છે મરે કોઈ મલે નહીં! મારા તો પેટમાં ફાર ફાર પરેછ! એકતો જાલને ખાતર મારો જીવ કાહારનો ઉડી જાયછ! પણ—પણ ઓ શીરીન, રખેને કંઈ દગો હોય!

શીરીન—ચાલ કેટ, જો મારૂં માન! મનેબી પેટમાં ધ્રુજરાં જેવાં છુટેછ. આપરે મેરવાનજી કારભારીને સાથે લાવતે તો કેવું સારૂં—ઓ!

[શીરીન એક મોટી ચીસ પાડે છે. બારણું આસ્તેથી ઉઘાડી ગુસ્તાદજી અને ચાન ભયાનંક હસ્તાં ડાચાંઓ સાથે દાખલ થાય છે.]

ગુસ્તાદજી—સાહેબજી કેટીબાઈ! શીરીન, સાહેબજી માય!

કેટી—(ડોળા કકડાવીને ગુસ્સાથી) તમે! તમે આહીં? આ શું દગો છે? ચાલો ખીસો, અમુને જવા દેઓ!

[જવા માંગે છે. ગુસ્તાદજી આન આડા પડે છે.]

ગુસ્તાદજી—એ હેવે હલ્લુ ધીરે કાલે સહવારના જજો! ટાંગો તો જતો રીહેલો! વરને જોઇ એટલાં ખીહો હાના! (હસે છે.)

કેટી—(બહુજ કચવાટથી) બૈરાંઓ સાથ એવો નીચ ઢાગો રમતાં તમુને શરમ નથી આવતી? હીચકારાની માફક બેઉ જણા આવી રીતે અમારી હાલતનો લાભ લેવા માંગોછ?

ગુસ્તાદજી—(દાંતો પીસી) તમે અત્યાર સુધી મને બહુ ઢીંગલી ગુરીયાનો નાચ નચાવ્યોછ. હું કસમ ખાઇને કેહુંછ કે હવે તમુને અમે જતાં મુકવાના નથી.

કેટી—પણ તમે કેહેવા શું માંગોછ!

ગુસ્તાદજી—લેવો આય કાગલ! એનીપર સહી કરી આપો.

કેટી—(ભવાં ચઢાવી તરડાઇને) એ શું કાગજ છે?

ગુસ્તાદજી—તમારા સોલીસીટર નાનાભાઇપર લખેલું કાગજ છે કે 'હમણા આય ગુસ્તાદજી કાનફાટયા પ્લીડર મારૂં કાગલ લઇ આવે. તેવણુને તુરત 'પચાસ હજાર રૂપીયાની સો સોની નોટો ગણી આપજો.' એ કાગજ હું કાલે મુંબઇ લઇ જવશ, તેટલાં અહી આન તમારા બેઉ જણાની સંભાલ રાખશે.

કેટી—(હેબતાઇને) એ શું બોલોછ!

ગુસ્તાદજી—વધારે માથા દુખણ ના કરો. અહીં તમારી સહી કરો! ચાલો જલદી! લેવો આય રહી ફાઉનટન પેન!

[ગુસ્તાદજી કાગલ આગલ ધરી એક ફાઉનટન પેન કેટી આગળ ધરે છે. કેટી તથા શીરીન હેબતાઇને એકમેકનું મ્હોડું જુવે છે.]

શીરીન—( બહુજ બીહીને ગલગલતે સાદે ) એવણ સહી કરે તો પછી તમે અમુને તરત જવા દેશો ?

ગુસ્તાદજી—નહી! એક રાત તમુને અહીં રેહેવું પડશે! કાલે સવારના એવણ સહી નામુકર જાય તો હું કાંહ તમુને પકરવા જાઉં ?

કેટી—(હરણફાળ અવાજે) એક રાત રેહેવું પડશે!

ગુસ્તાદજી—(બરાડ પાડી) તમે સહી કરોછ કે નહિં? હું છેલ્લી વખત પુછુંછ !

[ખીસાંમાથી એક મોટી લાંબી છુરી ખેંચી કાહડી ખુની ડોળાઓ સાથે દાતયાં કચકચાવે છે.]

શીરીન—( કેટીને વળગીને ધ્રુજી પડતાં ) ઓ ગુસ્તાદજી !—

ગુસ્તાદજી—ચુપ રહે! અહીં આવ ચાન આય પોરી એમ સીધેસીધી ઠેકાણે આવવાની નથી !

[ગુસ્તાદજી શીરીનને આંચકા સમેત કેટીથી છુટી પાડે છે. શીરીન ચીસ પાડે છે.]

ચાનજી—( ગુસ્તાદજીને બાજુ લઈ જતાં ) એઈ કાકા! તું આય હીરીનને ફરીથી આંગલી લગાડતો રખે! હા મારૂં મહતક આજે ફરતું છે!

ગુસ્તાદ—(ચીરડાઇને) ચુપ ચુપ! ગદ્ધા, તું શાનો અમથો લાહેરી કરે?

ચાનજી—એમાં લાહેરી હાની! તારે ઓલી કેટી હાથે કામ લેવાનું—તેમાં હીરાંને હું કામ હતાવે? એમ દમ હાનો કરે! હવે હું હાંખવાનો ની—હોઉવે! લાવ પેલા મારા પાનહો રૂપીયા ઉછીના લીધેલા તે હવે મને આપી દે.

[ચાન છાકટ હાલતમાં ગુહતાદજીના આંગ પર જઇ ખવીસની પેઠે ડોળા ચમકાવે છે.]

ગુસ્તાદ—મંડાલ! આજે તુને દારૂ ચઢેલો છે કે શું! પાનસો રૂપીયા આપીં કોહથી લાઉં? એમ શું પેલાં કમાઉં છ!

ચાનજી—(આંગપર જતાં) આપે કે નીહ? આજે લેવા વના નીહ રેહઉં. તેં કબુલાત આપેલી તે લાવ હવે! એ તારાં ઢીલાંપોલાં હવે નીહ ચાલે—હમજે!

ગુસ્તાજી—અરે, પણ રાખ, ગધા! આંગપર આવીને કેમ વાત કરેછ? બધી ફરેશાર વાસેવાસ મારેછ! છટ!

[જોરથી એક કઠડપસ મુકી ચાનજીની છાતીમાં મારે છે. ચાન ઉસ્કેરાઇને ગુસ્તાદજીને જોરથી ગલચીમાંથી પકડે છે.]

ચાનજી—એ તારી ગત ઉં હવે નીહ હમજવાનો! લાવ હમણા ને હમણા મારા પાનસો રૂપીયા લાવ—નીહ તો તારો જીવ લેવા. તું હમજે છું?

[ગુસ્તાદજી અને ચાન એકદમ વળગી પડે છે. અફડા તફડીમાં ગુસ્તાદજીના હાથમાંની છરી છાકટા ચાનની કુખમાં મુઠ સુધી ભોંકાઇ જાય છે. એક મોટી બુમ સમેત ચાન ભોંયપર પછડાઇ પડે છે—તફડયાં મારે છે—અને પછી મરણ પામે છે.]

ગુસ્તાદજી—ઓહ! એ મારેથી શું થઇ ગીયું!! એ તો મરી ગીયો!! (કેટી તથા શીરીનના આંગ પર એકદમ જઇને) કસકુનમ દદાઓ! જોવ, ડોરા ફારીને જોવ!—આય તમારા લોકની ઓહકાણમાં શું થઇ ગીયું તે!

[ઝનુનથી કેટીનો હાથ પકડવા જાય છે.]

કેટી—
શીરીન—
અમીન—
(ચીસો પાડતાં)—ઓ કોઇ આવો!!—
ઓ મદદ, મદદ!!.
ખુન–ખુન!!—

[પટવરધન જાલ અદી અબદુલ સામેના ઓરડામાંથી ધસી આવે છે જાલ ગુસ્તાદજીનો છુરીવાલો હાથ કકડાવીને એક હાથે જાલી લે છે અને બીજે હાથે તેવણના માથાં ગમ પીસતોલ ટાંકે છે.]

જાલ—ચંડાલ! એક ડગલુબી હાલ્યોછ તો મસતક છુંડી નાખશ!

[કેટી ચીચીયારી પાડી જાલના પગને વલગી ભોંયપર તુટી પડે છે. શીરીન અદીના હાથમાં બેસુધ્ધ થઇ જાય છે. અમીના હેબતાઇને અબદુલની પછવાડે ભરાય છે. અબદુલ ગુસ્તાદજીના હાથમાંની છુરી ઝુટાવી લે છે—પટવરધન ડીટેકટીવ ગુસ્તાદજીને હાથે બેડી નાખે છે.]

**(ટાબ્લો)** [ધીમુ મ્યુઝીક—લાઇમ લાઇટ.]

---

## સીન ૫ મો.



[ગુલાબવાડીનો એક સીટીંગ રુમ.
સુનામાસી તથા હુમાયજી બન્નેંજ
ચીતાતુર જીવે કાલી સાડીમાં
દાખલ થાય છે.]

સુનામાસી—એ લોક વાત કરેછ તેહેરે મને ધ્રુજરાં છુટેછ. જાઓ, હુમાયજી, એ તો ખદાએ ચી પુરયું ને બધા ઘરા વહી ગીયા! બાકી આપરે ઘેરના માટીડાઓ તાંહ નહી હોતે તો—ઓ માય!—બોલ બોલતામાં શું નું શું થઇ જતે!

હુમાયજી—(ઘડીયાળ જોઇને ચીંતાતુર અવાજે) સારા આંઠ થઇ ગીયા ને હજુ અદી જાલ નથી આયા?

સુનામાસી—અબઘરી આવતાજ હોશે. જરા બેસો, શાંત પરો, માય! હવે તમારા દીકરાપરનું બધું વઘન વીટી ગીયુંછ. છોકરીઓએ કહેયું તે સાંભલ્યું કેની?—મેરનોશજીનું ખુન તો ગુસ્તાદજીએ કીધેલું પુરવાર થયુંછ. બધો પુરાવો મલ્યોછ. પણ કેટી કહે જે અદીને પોલીસ કમીશનર આગલ પહેલાં જવુંજ જોઇએ. ઇન્સ્પેકટર સાથ એ લોક કમીશનરને બંગલે ગીયાછ—ઓય આવતા હોશે!—ધીરજ રાખો!

[હુમાયજી ખુશાલીને મારે રડે છે.
સુનામાસી દીલાસો દે છે.]

સુનામાસી—ઓ વાય હુમાયજી! હવે આંખપાણી સાના કરોછ? હીરા જેવા દીકરા પરથી બધું વાદલ ફુંવીખરેઇ ગીયું તેથી ખદાયનો ઉપકાર માનો! મ્હોનું હસતું કરો

રાત પડી રડવાનું શું બગીયું છ—ઓવારે !

[ધસારાબંધ અદી અંદર દોડી આવે છે અને હુમાયજીને કોટી કરે છે. કેટી અંદરના ઓરડામાંથી ઝડપથી દોડી આવી બાહેર ધસી જાય છે.]

**અદી**—માયજી !

**હુમાયજી**—મારો દીકરા ! મારા દીકરા !

[જાલ કેટી અને અબદુલ દાખલ થાય છે. બીજી મેરથી શીરીન જલદી દોડી આવે છે. અદી શીરીનને અત્યંત વ્હાલથી પોતાનાં બાસાંમાં લે છે.]

**કેટી**—(જાલને) તમે લોક કમીશનર આગલ જઇ આયા?

**જાલ**—હા, કમીશનરે ઘણી લાયકીથી અદીના હાથ મચકડા લઇને એને મારી સાથ અહીં આવવાની રજા આપીછ. ફકત પોલીસ હવે અદી સામેનો કેસ વીથ—ડ્રો કરે તે સારૂ અમુને આવતી કાલે અગ્યાર વાગે પોલીસ કોરટમાં ફોરમલ્લી જઇને ઉભું રેહેવું પડશે.

**સુનામાસી**—ને પેલા મુવા ખુનીનેબી ઉભો કરશે કે?

**જાલ**—કોણ ગુસ્તાદજી? ગુસ્તાદજી તો બીચારો છુટો!

**કેટી**—
**શીરીન**—
**હુમાયજી**—
**સુનામાસી**— } છુટો ?

**જાલ**—(ગંભીર ચેહેરે) હા ખરેખર છુટો ! કેટી શીરીન, આપુને ખુશી તો નહીં થવું જોઇએ; પણ તોબી એક રીતે એ સારૂં જ થયું છ. ગુસ્તાદજીએ તો ઝેર પીને આપઘાત કીધોછ.

કેટી—ઓ!

જાલ—અંદરીથી એને મુખાઇ લાવી પોલીસે રાતોરાત કોટડીમાં નાખ્યો; પણ એણુ કેથી સ્ત્રીકનાઇનની જીણી સીસી ગજવાંમાં રાખેલી તે એખલો પડતાંજ પી ગીયો. પછી મરતી વખ્ત એને માજીસ્ટેરને બોલાવી મંગાવી ચાર લોકના દેખ્તાં પોતાનો છેટલો એકરાર લખાવયો કે મેહરનોશજીને એણુજ છરી મારેલી ને ચાનનું ખુન કીધેલું. કમીશનરને બંગલે અમે એ વાત સાંભળી. અમે પોલીસ સ્ટેશન પર જઇને જોઇયેછ તો ગુસ્તાદજી કાલો ઠણક મારી ગીયેલો— કેટી! ટેક કેર કેટી! (કેટીને પોતાના હાથપર ઝીલી લે છે.) માસી, તમે એને અંદર લઇ જાઓ—એનો જીવ ફરેછ.

[કેટી ધપ કરતી કે એક ખુરસીપર ફસડાઇ બેસે છે. જાલ તેણીની પાસે ઘુટણપર બેસી તેણીને પવન નાખે છે.]

કેટી—(ગલગળતે સાદે) કંઇ નહીં—હવે હુ સારી કાની છેઉ! ઓ જાલ!!

(જાલના ખભાંપર માથું નાખી ડચકાં ખાય છે. અદી તેણીની આગલ જાય છે.)

અદી—મારી બેહેન, એ પારસી ફાંસી જવાની નાલેસીમાંથી બચયો તેથી ખુદાના શુગરાના કર! તું શું કામ એટલી અકલાયછ, કેટી? એ કાંઇ તારો વર ઉતોજ નહીં. જાલ, કેહેની—ખરી વાત એને કેહેની:

જાલ—હા કેટ, એને પોતાના મરતી વખતના એકરારમાં એમખી લખાવેલું છે કે એતો પીરોજબાઇનો— આય શીરીનના માયનો—પરણુલો ખાવીંદ ઉતો!

શીરીન—(ચોકતાં) ઓ! એ શું બોલોછ! જાલ?

અદી—એ ખઈજ કેહેછ શીરીન. તારા પૈસા પર પોતે કાબુ રાખી શકે તે કારણે એણે પીરોજબઈ સાથ છુપાછુપ નવસારી જઈ - દાણા પારેલા.

શીરીન—(અકળાઈને) અરે હું તો કંઈ જરાખી જાણતી'તી નહી !

અદી—નહી ! એ મુજીએ તે વાત તારેથી ને આખી દુન્યાથી છુપી રાખવાના પીરોજબઈને કસમ આપ્યાતા. કેટી સાથના એના લગન તદ્દન ખોટાં ને illegal હતાં. તે ક્રીયા રદ બાતલજ ગણાય. એ લગન ખરાં લગન કેહેવાયજ નહીં, કેટી.

કેટી—(દબાયલે અવાજે) ખોદાયે આખરે મારી લાજ શરમ રાખી ! ઓ અદી ! આય તમે લોક મને જે ખબર આપોછ તેથી મારી છાતી પરથી કેવો સંતાપનો એક પાહડ ઉંચકઈ ગીયોછ તે શું બોલું ! મારા ભાઈ ! આવે વખતે મારે એ વાત કરવી નહીં જોઈએ, પણ હું તુને મુબારકબાદી આપુંછ કે પપાના વીલ પ્રમાણે તાહરે મારા છ મહીનામાં લગન થયલાં નહીં હોવાથી તુંજ આખરે તેવણની બધી દોલતનો એકલો હકદાર વારસ થયોછ.

અદી—સબર કેટ ! સબર મારી બેહેન ! એ વાત હું આજે કાહડવા માંગતો'તો નહીં પણ જાહરે તેંજ તે છેડીછ તો સાંભલ ! ગુસ્તાદજી પોતે પોતાના છેલ્લા મરતી વખતના કનફેશનમાં સાફ લખાની ગીયોછ કે બેજનજી મામાએ વીલ પર સહી કીધી'તીજ નહીં !

શીરીન—
સુનામાસા— } વીલ પર સહી કીધી'તીજ નહીં !
હુમાયજી—

અદી—નહી માયજી—નહી કીધેલી ! સહી કરવા અગાઉજ બીચારા ગુજરી ગીયેલા ને ગુસ્તાદજીએ તે પર

તેવણના નામની કારજગી ક્યાં'તી! મામાની સહુ આપુને ખુજલી લાગી તેનું કારણ હવે સમજ પરેછ! ખોદાને ખારનો એ અવાજ છે. આખી હકદાર ને અંતે તેનો હક મલ્યોછ. એ તારા બાપીકા પૈસા તુનેજ મુબારક છે, કેટી!

જાલ—ચાલ બસ! આજે એ વાત કરવાનો વખત નથી. હવે ગેઈ ગુજરી બધી ભુલી જવાની છે. અદી, અંદર જઈને હવે જરા રેસ્ટ લે. બધી છુવપર જોરાવરી હવે ખલાસ થઈછ.—થેંક ગોડ!

અદી—હમણાની મારી ઉસકેરાયલી હાલતમાં વધારે શું બોલું? (કેટીને) પણ મારી વાહલી બેહેન, જે બનાવો બની ગીયાછ તેથી મારી આંખો પરનો ગુમરાહીનો પરદો ઉચકઈ ગીયોછ. હવેજ હું જોઉંછ કે કેટલી કંગાલ ગરૂરી ને તુમાખી હું માથામાં લઈને ફરતો'તો! તારી સાથ મેં જે નાલાયક ચાલ ચલાવીછ તેને સારૂં હું મારા ખરાં જીગરથી આય બધાંના દેખતાં માફ માગુંછ. (કેટીનો હાથ લઈ તે પોતાની આંખોમાં ચાંપે છે.)

કેટી—(અદીનાં ખભાંપર માયાથી હાથ મેળીને) અદી—મારા ભઈ! આપુને બધાંને પરવરદેગારે એક પાઠ શીખવ્યોછ. મેંબી તારી સાથ જોઈએ તે કરતાં વધારે તરછોડ કીધી એમ હવે હુંબી જોઉંછ. બસ આપરે દીલમાં હવે કંઈ રાખશુંજ નહીં.

[અદી સાથ સેકહેન્ડ કરે છે.]

અદી—Thank you Katie! It is so good of you to say so! લે ચાલો માયજી, હવે અંદર જતે! આપરો બધાંનો જીવ ઉપરાસાપરી બનાવોથી તદન ઉકરી આવેલો છે!

[સુનામાસી, હમાયજી, અદી, શીરીન અંદર જાય છે.]

જાલ—કેટી!

કેટી—(દબાયલ અવાજે) જી.

જાલ—(તેણીને પાસામાં લઇને) સેહેજમાં ગેઇ કાલે કંઇ સીરીયસ થઇ જતે ડીયર! પણ વધન વીટી ગીયું ને અદી બીચારો છુટો. પેલો ચંડાલ હવે આપુને વધારે હેરાન કરી શકવાનો નથી.

[કેટી જાલની ગરદન આસપાસ અચબુચ પોતાના બેઉ હાથો વીંટાળી તેની છાતીમાં માથું દાબે છે.]

કેટી—જાલ!

જાલ—(તેણીને ઘણાજ પ્યારથી પોતાની ગોદમાં લઇ) શું છે ડારલીંગ? હવે દલગીર શાની છે? જીવને સારૂં તો છે કેની? મારી ગમ જોની, કેટી!

કેટી—ઓ જાલ! હું—મારૂં મોહત થઈ જાયછ! તું મને કેમ માફ કરશે!

કેટી—હું તો ઘેલી ઘેલી, મુજના જાલ! ઘેલી ઘેલી સમજો,
વ્હાલ, ઘેલી ઘેલી સમજો!
પાક મહોબતે ઘેલી બનાવી, સત વચન એ સમજજો;
કદર કરીને પ્રીતજ સાચી, વ્હાલા, મુજપર કરજો!
—જાલ.
સદા કેટીને મનમાં સમાવી, યાદ તેની સાચવજો;
ભવસાગરમાં તમ વ્હાલીને સુખ સંપજથી ફેરવજો!
—જાલ.

[કેટી અને જાલ એકમેકને વળગી અંદર જાય છે.]

## સીન ૬ થો.

[ નેહસુરસ દીવેચાનો સીટીંગ—રૂમ. ફ્રેની તથા તેણીના કાકા કુંવરજી કોપરબ્રાસૂ વાત કરતાં બેઠેલાં છે.]

કુંવરજી—પછી તેં મજેનું ગાયું, પોરી! આય ચોપરી "Effects of repletion of the Human Brain" માં ચોખ્ખુ લખ્યુંછ કે ચસ્કી ગેયલાં ઈંનટલેક્ટ પર મ્યુઝીક ઘણી ઉંડી અસર કોઇ વખ્ત કરે છે. તારા ધ્યાનમાં ઉતર્યું? તારા વર આગળ એમ ગાયા કાંહ નહીં કરતી, હેં?

ફ્રેની—અરે શું ગાય, કાકાજી! એવણ ઠીઓસોફીના મુવા પછારામાંથી જરા પરવારે તો એવણને કંઇ બીજું સુજ પરે કેની! તેમાં આજે તો એવણે કંઇ એવા ડોરા બારીને પોરા કીધાછ કે——શું બોલુ!

કુંવરજી—(હસીને) છટ! મારૂં મોરલ ફોર્સ એની લ્યુનેસી કેમ લાગુ પારશ તે તુંજ જોજેની! મારાં આંગળાં-ની હીપનોટીક સાઇનોથી હું એને ઠંડોગાર કરી નાખશ! એ ગમે તેવું બી ફાકું ફાકું બોલ્યા કરે તો બીહતી ના—તારા ધ્યાનમાં ઉતર્યું? બસ તું સંતાઇજ રેહેજે! ગમે તેટલો ઉસકેરાય તોબી એની આગલ ના આવતી—નહી તો વધારે ઉસકેરાશે. તાર ધ્યાનમાં ઉતર્યું?

ફ્રેની—વારૂં કાકાજી! (કોલ બેલ વાગે છે) આ લઓ એવણ આયા? (ચોંકીને) મરે વરી પાછો વેસ બદલયો! ઓ ખદાય! એ આય પારસીને આજે થયુંછ શું!

કુવરજી—તું ભરઈ જા! તું આય પરદા પછવાડે ભરઈ જા!

[ફેની એક પરદા પાછળ ભરઈ જાય છે. કુવરજી ખુણામાં દબાય છે. તેહમુરસ આવે છે.]

તેહમુરસ—સાડા આંઠ થવા આયા! (હસે છે) આજે કંઈ રાહુનીજ દશા બેઠેલી લાગે છે! સાંજથી બધો નાસાગોસાનોજ દાવ રમયા કરૂંછ! (હસે છે—અને આસપાસ જુવે છે.) બાપુજીબી ગેયલા લાગેછ! (હસે છે) એ લોકનો બાહમન મરે એ લોકનો! બધાં આજેજ કાંય દુખ દેવા ફુટી નીકલયાં હોશે! મકું લાવ પા એક કલાક છે તેટલાં જરાક ધરી ચપકો મારી ફરેન્ડ નાજુ મગોલને ઘેર બે મીનીટ મલી આઉં! તો તાંહબી એનો ઉજબખ ભઈ મંચેરજી નહી ધારેલો આવી ચહરયો ને તે જગેથીબી બણીવંજે લેવો પરીયો! (હસે છે. બીચારી પેલી ડોહીને નાના કોલાબે મારી વારેવાર જોતાં હોશે! (હસે છે) મારી બૈરીના હવે ફેરતા જો જો! (હસે છે) અરે હું તો એ નાજુ સાથ બાલી ચાન્સથીજ પરણી ગીયોરે!—બાકી મારાં તો લગન દીના પટેલ સાથ થવાના ઉતાં! પણ મને અભાગ લાગી કે તે બલેરીને મેં મારા સાથ ઇનટ્રોડયુસ કરાવી! (ખુબ હસે છે)—તે મારે બદલે બુદ્ધાજીજ તેની સાથ ગોઠવઇ ગીયા—ને આપરે લટકી ગીયા!!

તેહમુરસ—વીઠીછ, યારો, માહરીપર જેવી કાહણી—

નથી જાણી કોઇએ જીંદગાનીમાં!
સ્વીટહાર્ટ દીનુ થઇ મારી મગ્મા!
હસ્તા ના!!
જઇ કહું કોણને વાત એ જફાની
પરણી ગઇ દીનુ બાપ માહરા ને
દર દોસ્ત—બાપ ભાઇ—બેટા સાથે સ્વીટીને
ઓળખાવતા ના!

## સીન ૬ થો.

[ તેહમુરસ ઘીવેચાનો સીટીંગ—રૂમ. ફ્રેની તથા તેણીના કાકા કુંવરજી કોપરબાસૂ વાત કરતાં બેઠેલાં છે.]

કુંવરજી—પછી તેં મજેનુ ગાયું, પોરી! આય ચોપરી "Effects of repletion of the Human Brain" માં ચોખ્ખુ લખ્યુંછ કે ચસકી ગેયલાં ઈનટલેકટ પર મ્યુઝીક ઘણી ઉંડી અસર કોઈ વખત કરે છે. તારા ધ્યાનમાં ઉતર્યું ? તારા વર આગળ એમ ગાયા કાંઉ નહીં કરતી, હેં ?

ફ્રેની—અરે શું ગાય, કાકાજી ! એવણ ફીલોસોફીના સુવા પછારામાંથી જરા પરવારે તો એવણને કંઈ બીજું સુજ પરે કેની ! તેમાં આજે તો એવણે કંઈ એવા ડોરા બાઝીને પોરા કીધાછ કે——શું બોલું !

કુંવરજી—(હસીને) છટ ! મારૂં મોરલ ફોર્સ એની લ્યુનેસી કેમ લાગુ પારશ તે તુંજ જોજેની ! મારાં આંગળાં-ની હીપનોટીક સાધનોથી હું એને ઠંડોગાર કરી નાખશ ! એ ગમે તેવું બી ફાટું ફાટું બોલ્યા કરે તો બીહતી ના—તારા ધ્યાનમાં ઉતર્યું ? બસ તું સંતાઈજ રેહેજે ! ગમે તેટલો ઉસકેરાય તોબી એની આગલ ના આવતી—નહી તો વધારે ઉસકેરાશે. તાર ધ્યાનમાં ઉતર્યું ?

ફ્રેની—વારૂં કાકાજી ! (કોલ બેલ વાગે છે) એ લઓ એવણ આયા ? (ચોંકીને) મરે વરી પાછો વેસ બદલયો ! ઓ ખદાય ! એ આય પારસીને આજે થયુંછ શું !

**કુંવરજી**—તું ભરઈ જા! તું આય પરદા પછવાડે ભરઈ જા!

[કૈની એક પરદા પાછળ ભરઈ જાય છે. કુવરજી ખુણામાં દબાય છે. તેહમુરસ આવે છે.]

**તેહમુરસ**—સાડા આંઠ થવા આયા! (હસે છે) આજે કંઈ રાહુનીજ દશા બેઠેલી લાગે છે! સાંજથી બધો નાસાગોસાનોજ દાવ રમયા કરૂંછ! (હસે છે—અને આસપાસ જુવે છે.) બાપુજીબી ગેયલા લાગેછ! (હસે છે) એ લોકનો બાહમન મરે એ લોકનો! બધાં આજેજ કાંય દુખ દેવા ફુટી નીકલયાં હોશે! મકું લાવ પા એક કલાક છે તેટલાં જરાક ધરી ચપકો મારી ફરેન્ડ નાજુ મગોલને ઘેર બે મીનીટ મલી આઉં! તો તાંહબી એનો ઉજબખ ભઈ મંચેરજી નહી ધારેલા આવી ચહરયો ને તે જગેથીબી બણીવંજો લેવા પરીયો! (હસે છે. બીચારી પેલી ડોહીને નાના કોલાબે મારી વારેવાર જોતાં હોશે! (હસે છે) મારી બૈરીના હવે ફૈસ્તા જો જો! (હસે છે) અરે હું તો એ નાજુ સાથ બાલી ચાન્સથીજ પરણી ગીયોરે!—બાકી મારાં તો લગન દીના પટેલ સાપ થવાના ઉતાં! પણ મને અભાગ લાગી કે તે બલેરીને મેં મારા સાથ ઇનનોડયુસ કરાવી! (ખુબ હસે છે)—તે મારે બદલે બુઢ્ઢાજીજ તેની સાથ ગોઠવઇ ગીયા—ને આપરે લટકી ગીયા!!

**તેહમુરસ**—વીટીછ, યારો, માહરીપર જેવી કાહણી—

નથી જાણી કોઇએ જીંદગાનીમાં!
સ્વીટહાર્ટ દીનુ થઇ મારી મમ્મા!
હસ્તા ના!!
જઇ કહું કોણને વાત એ જફાની
પરણી ગઇ દીનુ બાપ માહરા ને
દર દોસ્ત—બાપ ભાઇ-બેટા સાથે સ્વીટીને
ઓળખાવતા- ના!

( ગાયન. )

દીના !—હાય હાયરે દીના !!
મ્હોબતમાં તેં તો મારચો રે ઠાર!
સીના—સોરબ્યા સીના—
પરણી પપાને કીધો નાચાર !
બાવા !—નીકલ્યા બાવા—
લાકુ જે મેં તો કીધો તૈયાર !
થયા દીકરાની દીલબર ઉડાવીને
પોતેજ ખુદ દીલદાર !!
કીધી કોર્ટ-શીપ દીના સાથ ચોપાટી—
કીધી ઇનગ્રોડયુસ પપા સાથ તેણીને !
અદરાયાં નોરોઝે—બીલી મુજ છાતી !
ચોકતાં ના !
પેહેલી અપ્રીલ ઠરાવ્યાં સાંજે લગન
ત્રીસમી માર્ચે આખી રાત રહયો મઘન
( પણ ) પપા પરણી આયા લઈ હાથ બગલમાં દીનુને
બીજી સહવાર ના !

કુંવરજી—(ફ્રેનીને) દેખાતો અમેનસીયાનો કેસ છે—તારા ધયાનમાં ઉતર્યું ?

[ કુંવરજી હાંસે છે. તેહમુરસ ભડકીને આજુબાજુ જોય છે. કુંવરજી ફ્રેનીને હીમત આપે છે.]

તેહમુરસ—યે ? એ હમણાં હાંસ્યું કોણ ? (ગાજેથી) કોણ છે ? એકદમ બાહેર આવ નહી તો મારી નાખશ ! જીવ લેવશ ! બાહેર આવ એકદમ ! (અહીં તહીં સોધે છે.)

કુંવરજી—(ફ્રેનીને) જરાક વાયોલેન્ટ થવા માંડે છે એં ! આપરે એને હ [illegible] ઉસકેરવો નહીં જોઇએ—તારા ધ્યાનમાં

ઉતર્યું? તું સંતાઇજ રહેજે—અં! હું એને બે મીનીટમાં મારી આંખોના મોરલ ફોર્સથી ઠંડો પાડુંછ.

[કુવરજી પરદા પછવાડેથી બાહેર નીકલી ઘણાજ આસતેથી ચાલતા તેહમુરસ ગમ જાય છે—અને એકકી ટગરે ઠીકતા જઈ જમણા હાથના આંગલાંઓ તેની ગમ હાકી હાથના 'પાસીઝ' કરે છે.]

ફ્રેની—(ગભરાઇને સ્વગત) ઓ માયરે હવે શું થશે ઓ ખોદાય!

[તેહમુરસ ચકીત થઇને કુંવરજીનું કાહું ભોળીયા કરે છે. કુવરજી પાછા હાથના પાસીઝ કર્યાં જાય છે.]

તેહમુરસ—(સ્વગત) હેં? એ એમ શું મેટની કાની કરયા કરતો હોએ?

કુવરજી—સાહેબજી, મી૦ દીવેચા! હું તમુને જોઇને ખુશી છેઉં! (શેકહેન્ડ કરવા હાથ લંબાવે છે.)

તેહમુરસ—(પાટલુનના ગજવાંમાં બે હાથો ખોસી દઇને ભીઆઝથી) તમે કોણ છેઓ બા? ને મારા ઘેરમાં રાત પરી ઘુસીને શું કરોછ?

કુવરજી—(હસીને) માઇ બોય! તું મને નહી ઓરખતો—હા હા હા! હું તારો કાકો સસરો! તારો કાકો સસરો! તારા ધ્યાનમાં ઉતરીયું?

તેહમુરસ—(ભવાં ચઢાવી) મારો કાકો સસરો! એઇ મીસ્ટર! એ બધો શું ગડબડ ગોટો છે? તમે અહીં કેમ આયા? તમારૂં નામ શું? (સ્વગત) કાકા કોઇ મવાલી લાગેછ!

કુવરજી—(સ્વગત) ઉ હું હું પલ્સ ઘણીજ rapid છે. મારા ડોલા પાછા ત્રાઇ કરૂં. (પાછા હાથના પાસીઝ કરે છે અને બે ડોલા કાહડી તેહમુરસની આંખ્યોમાં ઠીકે છે.)

**તેહમુરસ**—(સ્વગત) કોઇ તદન ઘસેલો લાગેછ! નર્મોદ ગીયો ડોરા કાહરીને એમ એમ શાનો કરી મરતો હોશે! મને કંઇ સમજ નથી પરતી! જોઉં જરા કંઇ બીજી તાલથી સાર મેલવું. (હસીને) હે હે હે! વેલ કાકા સસરા—યુ ડીયર ઓલ્ડ જોની! વોટ યુ વોનટ વીથ મી—એં ?

**કુવરજી**—(મલકાઇને સ્વગત) હા જોયું? મારા મોરલ ફોર્સની અસર જોઇ! કેવો શાંત થઇ ગીયો! (તેહમુરસને) કેમ દીકરા, હવે તારૂં મગજ જરા કલીયર થયું કેની? તારો કેસ કંઇ કોનજેનીટલ લ્યુનેસીનો નથી. તારા ધ્યાનમાં ઉતરીયું?

**તેહમુરસ**—(સ્વગત) યે એ આય કાતર્યું તો મને ઉલટો મેટ સમજતો દેખું! એનું ખાનુ ખરાબ થાય એનું! એ કેહવા શું માગતો હોશે! ચાલ નાજુ આવે તેટલાં આય લ્યુનાટીક સાથ ઠીક વખત પસાર કરવાનું મલ્યું! (કુવરજીને) આપરે—છે તે—તમારૂં નામ શું બા?

**કુવરજી**—(સ્વગત) હવેજ એની જરા પરીક્ષા લેઉ! (તેહમુરસને) બેસ બેસ દીકરા, જરા આપરે વાત કર્યે! બસ તું મારી આંખ સામબેજ જોયા કરજે—તારા ધયાનમાં ઉતરીયું? (હાથના પાસીઝ કરે છે) મારૂં નામ કુવરજી—કુવરજી કોપરબરાસ! તારૂં મગજ કેમ ચકાસી ગેયલું—મને સમજાવ જોઉં?

**તેહમુરસ**—(સ્વગત) આય ડોકરાને મારૂં ચકાસેલું મગજ જરા બરાબરજ હવે બતાઉ! (કુવરજીને) જોવની—મી૦ કાકા સસરા, જરાક હમણા હમણા છાંટો વધારે લેવાયછ તેથી ભેજાંના તંતુઓ ઢીલાં પરી ગીયાંછ (કુંવરજી પાછા આંગળાં તેહમુરસ ગમ ટાંકે છે.) એ તમારા હાથને લકવો થયોછ કે? એમ હવામાં ઉંચકી કાંય

રહ્યોછ? અરે, હાથ નીચે કરોની, નહીતો બચ્ચાક કરીને એક બાચ્કુ ભરશ જો!

[કુંવરજીના હાથ પર ડાબું મારવાના ચાલા કરે છે.]

કુંવરજી—(સ્વગત) હેં! વરી પાછો ઉભરો શરૂ થાયછ! મારી આંખથી પાછો એને fix કરવો પરશે! (તેહમુરસને) છે તેમી૦ દીવેચા, આજે ગરમી જરા વધારે પરેછ—અં?

તેહમુરસ—હા! જરા દર મીનીટે વધારે ગરમ થતું જાયછ! મકું—તમે જો મારા સસરાના કાકા થાવો તો પછી કુવરજીબા મારાં માયના ફુવણસાસુની નરણુનો હુ શું સગો થાઉં?

કુંવરજી—(સ્વગત) ગીયો! પાછો એટેક આવેછ! તદન incoherent થઈ ગીયોછ (તેહમુરસને) કંઇ નહી ઉસ્કેરાએ, ના—તમારા ધ્યાનમાં ઉતરયું? ભઈ તમે હમણા કાંહ જઈ આયા? (ડોલા કહાડી ટીકે છે અને હાથના પાસીઝ કરે છે.)

તેહમુરસ—મારી ફુઇને તાંહ! મારી સાવકી ફુઇ! એટલે મારા ફુવા રંડાયલા ઉતા કેની તેની સાથ નાતરૂં કરી ગેયલી! એકજ આશીરવાદ સરાવેલા! ને પસંદ્ર કરદમ બોલતી વખ્ત નખોદ ગીયો છીંકેલો! આહ!—તેથી મને એવો ગુસ્સો આયો—એવું ઝનુન છુટ્ટું—કે કોઇનેબી કરડું, ખુન કરૂં! છરી ભોકુ!

[ગજવામાંથી પેન નાઇફ કાહડે છે અને ઉઘાડે છે. કુંવરજી ગભરાઇને દુર નાહસી હાથના પાસીઝ ઘણાજ જોરમાં કરે છે.]

કુંવરજી—(સ્વગત) અરરરર કેસ હાઇ ઘમપેલીસીઠીનો છે. (હાથના પાસીઝ કરે છે.) સબર! સબર ઉસ્કેરાઓ ના—તમારા ધ્યાનમાં ઉતર્યું? હું તમારો કાકા સસરો થાઉં છ

તેહમુરસ—(નીસાસો નાખી છાતીએ હાથ દાબી કુંવરજીની અડોઅડ જતાં) ઓહ મીસ કોપરઘાસ! જરાખી શક વગર તું યુરોપની પ્રીટીએસ્ટ ગર્લ છે! પણ બાલમાં કોપરાંનુ તેલ નાખવાથી મને એવો ડીસગસ્ટ લાગેછ—કે જાણું જાણું તુને લાત મારૂં, તારો તોટો ભચરૂં, તારો જીવ લેઉં! (કુવરજીના આંગપર ધસ્વા જાય છે.) મને તમુને જરા કાનમાં કંઈ કેહેવુંછ—આગલ આવો! (પાછો કુવરજીની આગલ જાય છે. કુવરજી ડોલા કકડાવતા તથા હાથોના પાસીઝ કરતા આમ તેમ નાહાસભાગ કરે છે.)

કુવરજી—જરા દુરથીજ વાત કરો—તમારા ધ્યાનમાં ઉતરીયું?

તેહમુરસ—(અચ્ચ્બુચ્ચ જઈને કુવરજીને ગરદનમાંથી પકડી) ધ્યાનમાં નથી ઉતરીયું! ઓ મારાં લવ, મારાં મોતી, તું આવી!

(કુંવરજી ઝટાક મારી છુટા થાય છે.)

નહી બસ તારૂં આતરડું મને ખાવા ગમેછ! તારૂ હોજરૂં ચીરીને લોહી પીવા ગમેછ! તારૂં બોડું ચાવવા ગમેછ! આવ! (તેવણ પર ફરીથી ધસવા જાયછે. કુવરજી એક બુમ સમેત બાહેર નાહસી જાય છે.)

તેહમુરસ—(ખુમ હસીને) ફરીથી મને મેટ બનાવવા આવજે! પણ નાજુને થયુંછ શું! એ કાંહ સુકઇ ગેઇ! એ પોરી અગાઉની આવી તો નથી સુઇ?—નાજા! નાજાં!

(ફ્રેની પરદામાં બાહેર આવે છે ને બીહને દુરજ ઉભી રેહે છે.)

ફ્રેની—(રડમસ અવાજે) તેહમુ!

તેહમુરસ—(ચીરડાઈને) અરે! તમે હજુર અહીંજ છેઓ! ડેથ ધુટ! બાઈ તમે મારાં ઘેરમાં હજુર શું કરોછ? એ શું જુલમની વાત છે?

ફ્રેની—(બહુજ કલવઈને) ઓ તેહમું! મારા તેહમું! તું દુશમનને આજે શું થયુંછ? તારી પોતાની વાહલી ફ્રેનીનેબી ઓળખતો નથી? જરા શાંત થાની તો!

તેહમુરસ—અરે, શાંત કોણના બાવાના થાય? હું તમુને બીલકુલ ઓળખતો નથી! તમે કોણ છેઓ ને આય પ્રમાણે મારાં વાઈફની ગેરહાજરીમાં અહીં શાના થોભયાંછ.

ફ્રેની—ઓ માય! હવે કાંહ જાઉ! શું કરૂં!

(ફ્રેની બીહને પાંછી પરદા પાછળ ભરાઈ જાય છે.)

તેહમુરસ—મારૂં માથું આજે ફરેછ!—જલદી બોલો તમે કોણ છેઓ, ને અહીં શું કરોછ?—કેમ, નહીં બોલાતું?

(બીજી મેરથી નાજુ અને ગંગા હસ્તાં હસ્તાં આવે છે.)

નાજુ—(હસ્તાં હસ્તાં) મરેરે, પોણા નવ થઈ ગીયા! શેઠનો તો છેકજ કાંદો બીલી ગીયો હોશે! આજે તો મુવું હસ્તાં હસ્તાં—(તેહમુરસ પર નજર પડે છે) ઓ તેહમું! તું આયોછ કે?

(આગલ જઈને તેને વળગે છે. ફ્રેની પરદામાંથી ચીમાઈને જોય છે. તેહમુરસ બભરેલું ડાચું કરે છે.)

નાજા—ચાલ ડાયર, આજે તુને જરા તકલીફ પરી! પણ તેં મારૂં કહયું કીધું તેથી હું ઘણીજ બરેબર બુશી થઈછ. ચાલની—રૂસઈ ના જાની તો.

તેહમુરસ—(સ્વગત) હવે જો કમબખ્તી જાગશે તો! હવે શું કરૂં?

**નાજુ**—(પાછી તેને જઈને વળગતાં) તેં જબરૂં એકઠીંગ આજે કીધું અં! કુઈ તો ખુશ ખુશ થઈ ગીયાં ને તાહરે વાસ્તે——

**તેહમુરસ**—(ખીજી પડીને) અરે મુવાં તારાં કુઈ ને તું બી સાથે! અહીં હું કહારનો અકરાઈને વાજ કરૂંછ ને એ કુઈનો સેકો તાણ્યા કરેછ! તું ખીસ્તી જજે અં—આજે મારો મીજાજ ઠેકાણે નથી, નાજુ!

**ફ્રેની**—(સ્વગત) આય નાજુ? એ તું મરેરે સુઈ નાજુની થતી! તું મરે પાછલી રાતના!

**નાજાં**—(ગંભીર થઈને) નહીં નહી! એમ ના કર, તેહમુ! પણ કપરાં કાંઉ કલબમાં જઈને પાછાં બદળયાં કે? (તેહ-મુરસની આગલ જઈ તેની ગરદનપર હાથ વીટા-લતાં) તેહમું, સાચ્ચું—કહુંછ આજે મારો જીવ ઘણો ખુશ છે. તું મને આજે એટલો વાહલો લાગેછ—

[ફ્રેની એકદમ પરદા પાછળથી ધસી આવી નાજાંનુ પાંખડું પકડી તેણીને જોરથી બાજુ હડસેલી દે છે, અને પછી નાકના ફીકડાં ફફડાવી તેહમુરસ અને નાજાં ગમ વારાફરતી જોય છે અને ડોળા કકડાવી હાંફે છે.]

**નાજાં**—(ચકીત થઈને) ઓ? એ કોણ! એ શું કેહેવાય!

**ફ્રેની**—(તરારો કરીને) મારાં સુખની વચ્ચે આવતી તું મરે એમની એમ! મુઈ બેશરમ નફટ! તુને એવણુની સાથે એમ કરતાં લાજ નથી આવતી? ભસ્તે ગેઈ તારા બેઉ ડોરા એંચી કાહડવા બત્રીસ દાંતની હું બેઠેલી છેઉં—સમજી?

**નાજાં**—(હુશીઆર થઈને) એટલે? એ આય બૈરાં કોણ? એમ એટલી બધી ગાર શાની દઈ મરતી હોસે!

(તેહમુરસ ગમ જોઈ ગુસ્સાથી) એ આય આનો શું અરથ? એ આય ચકરમ બૈરી કોણ છે?

તેહમુરસ—જરા તુંજ પુછની!

નાજાં—(ભવાં ચઢાવી) એ અહીંયાં કેમ આવી? કાહરે આવી? એ હું શું જોઉં છ?

તેહમુરસ—જરા તુંજ પુછની!

નાજાં—(ફ્રેનીને) તમે કોણ છેઓ ને અહીં શું કરતાંતાં?

ફ્રેના—શું કરતી'તી! અહીં ભરાઈને તું મુઈ નસાબંદીના બધા ચેનચાલા જોતીતી!

[બાપુજી ધસારા બંધ આવે છે.]

બાપુજી—નાજાં, તું આવીછ કે? (ફ્રેની પર નજર પડતાં.) હેં! એ આય નાપાક દદા હજુ અહીં છે? એ આય બે જણાના માથાં ગીયાંછ કે શું!

નાજાં—શું છે બાવાજી, જલદી બોલોની! એ આય માથાંથી ખીસેલી અણજાની બૈરી છે કોણ પણ તે?

બાપુજી—હું શું જાણું કોણ બેશરમ મુવેલી છે તે! કલાકેકની વાત પર હું અહીં આવી ગીયો, નાજુ, તાહરેબી એ અહીંજ ઉતી ને બારણું અંદરથી બંધ હતું! હું ધારૂં છ કે આય સુજી ચંડાલણી અંદરેજ સાથે ઉતો ને મને આવતો જોઈ પછવાડેને રસ્તે સટકી ગીયો! ને પછી આય દેવાની ઓરત ઉલટી સતી થઈને મારા આંગપર વીછણ વાઉની માફક તુટી પરી.

નાંજાં—ઓ ખોદાય! એ હું શુ સાંભલુછ! (તેહમુરસ ગમ ડોળા કકડાવીને) તમે આલીફુઈને તાંહથી જલદી એ સારૂં ચાલી આયા હોશો!.

ફ્રેની—(અચબુચ તેહમુરસને બાજુમાંથા પકડી) ચાલો તેહમું! અતર ધરી બસ ચાલો! અહીં એક મીનીટ વધારે હું થોભવાની નથી. ચાલો મારા કાકાને તાંહ જઈએ—નહીં તો હોટલમાં જઈએ.

(તેહમુરસને હાથ પકડી જોરમાં તેને બારણા ગમ ધસડવા જાય છે.)

**નાજાં**—(ઝટાક મારી તેહમુરસને બાજુએ કરતાં) એ શું બધા ઢોંગ છે! અતર ધરી બોલો! આય નાપાક દહા છે કોણ?

**ફ્રેની**—કોણ છેઉ! હું એવણની બૈરી છેઉં! તમે બધાં મરો એપના એમ! એક બીચારા પોચા મગજના માટીડાની નબલઇનો લાભ લેવોછ! હુ પરી તમારી ઉપર! (રડવા માંડે છે.)

**બાપુજી**—(નાજાંને) જોયું કેની? સદંતર ધસેલી મુઇછ કેઠી!

**નાજાં**—(કપાલનો ચીલ્લો ચહડાવી ફ્રેનીને) તમે એવણનાં કોણ થાઓછ!

**ફ્રેની**—(રડમેસ અવાજે) હું એવણની ધણીઆની થાઉંછ! કેમ ચોટલાબરી-હવે ડાચું કેમ ઉતરી ગીયું!

**નાજાં**—આ તું મુઇરે ધણીઆનીની થતી! (તેહમુરસ ગમ જોઇ) એ આય શું ફ્રેસ્તા છે? કંઇ બોલાશો કરોની તો

**તેહમુરસ**—અરે પણ તમે લોક બધાં મને બોલાશો કરવાનો ટાઇમ આપો મરો તાહરે બોલુ કેની! નાજાં, તું ગેઇ પછી હું કલબમાં જરા ઉભો ઉભો જઇને પાછો આયો; ને જોઉંછ તો આય કોઇ માથાંની ખીસેલી ચક્કરબતી તારા ઓરડામાં આવીને બેઠેલી! શમોબી ઘેર ચાલી ગીયો! સત્યાનાસ ગેઇ બસ મને ગરેજ પરેછ કે હું એનો વર થાઉં! બીચારી બચીત કોઇ દેવાની છે. કોઇ બીજો દેવાનો પારસીબી હમણા મારૂં લોહી ઉકારી ગીયો! એ મેડ હાઉસો અહીં કાંહથી ભુલાં પરીયાં-કોણ જાણે!

**ફ્રેની**—(બાજુએ રડી પડતાં) ઓ બોદાય, હવે શું કરશ!

**નાજાં**—ઓ વાય એ શું કેહવાય! એ તો રરેછ! (ફ્રેનીને) અરે પણ શું છે શું?

**ફ્રેની**—(નાજાંને) મારા વરનું આજે કેટલા દાહરા થયા માથું ઠેકાણે નથી. તેમાં તમે મને દુખના દેતાં મરો! (રડે છે)

નાજાં—અરે પણ એવણ તો મારા વર થાય! તમે જરા શાંત પરો ને અમુને સમજાવોની કે તમે છેઓ કોણ? ને કાંહથી આયાં?

ફ્રેની—આજેજ હું તુને આય તેમુલજી બેનકોકથી આયાં! ને અહીં—

તેહમુરસ—(ચમકીને બુમ પાડી ઉઠી) તેમુલજી! કોણ? બેનકોકથી આયાં? મારા ભઇ તેમુલજી? તમે તાહરે તેમુલજીના ધણીયાણી? તમે લોક કાહરે આયાં? કાંહ છે—તેમુલજી કાંહ છે?

ફ્રેની—(અજબ થઇને)-અરે! તાહરે તમે કોણ?—તમે—

નાજાં—એવણ તો તેહમુરસ છે! હું એવણની ધણીઆની નાજાં થાઉં!

ફ્રેની—આય એવણ તેહમુરસ! કોણ તમે તેહમુરસ? તેમુલજીના ભઇ! ઓ વાય મરેરે! મેંબી શું ઘોટાલો! કીધો (હસે છે) અરે હું તો તમુને કાહરના તેહમુરજીજ સમજયા કરૂંછ. (નાજાને) જી હું તો ફ્રેની—તમારી દેરાણી! માફ કરજો અં, મેં તમુને ઓરખ્યાં નહીં!

નાજાં—કોણ તમે મારા દેર તેમુલજીના ધણીઆની ફ્રેની? તમે બેનકોકથી આયા? કાહરે આયાં? (કોટી કરે છે.)

ફ્રેની—આજેજ સાતેક વાગે આયાં! તમુ લોકને ચેતાવ્યા વગર આયાં તેથી આય બધું ધમશાન થઇ ગીયું! અહીં કોઇ નહીં ઉતું તેથી તેમુલજી તો પોતાના આલીફુઇ કોઇ છે તેવણને મળવા કોલાબે ગીયા—

નાજાં—મઅરેરેઓ! શુવું બધું રપુઅકકર આપરેબી શું, કાહરના કરીયેછ. તેહમુરસ, તાહરે આલી ફુઇને તાંહ તું નહી આવેલો કે?

તેહમુરસ—અરે નારે! આય નાસાગોસામાંથી પરવારૂં તાહરે આઉં કે? (ફ્રેનીને સેકન્ડ કરતાં) એસકયુઝ મી અં, પણ

હું બી વીચારમાં પરેલો કે તમે માહરી સાથે ઓરખ્યા પારખ્યા વગર એમ શું કરયા કરતાં હોશો! પણ તમારો કંઇ વાંકબી નથી. એમે બે ભાઇઓ અસલથી દેખાવમાં તદન મલતા જોર ભાઇઓ હતાં.

નાજાં—અરે માયરે! આયતો અચીત બરીયો નાટક થયો! મેં ને આલી ફુઇએ તેહુલજીને તાહરે તેહમુરસજ સમજીને છબરડો કરીયા કીધો!—પણ તાહરે તેહમુલજી તો આલીફુઇને તાંહથી કાહરના ચાલી ગીયાછ ને હજુ પાછા નથી આયા?

ફેની—આવી ગીયા, પણ કોઇ મનચેરજી મગોલ નામનો પારસી આયો તેણે બીચારાની સાથે વીજેરૂં લીધું કે મારાં ઘેરમાં કેમ આયો—કરી ચાબકે ચાબકે તેવણને માર્યા!

તેહમુરસ—(બાજુએ) અરરર મારે લીધે બીચારો તેહમુલજી બફ્તાલી જીલી ગીયો! (હસે છે.) પણ તાહરે પેલો કોઇ ઘણચક્કર પારસી કોણ હમણા એમ એમ મારી સામબે આગલાં કરતો'તો?

ફેની—અરે તે તો મારા કાકા કુવરજી! તેવણ તમુને તેહમુલજી સમજીને શાંત પારવા માંગતાં'તા!

તેહમુરસ—(વીસ્મય પામી) કાંય શાંત કાંય પારે!

ફેની—મારા વર તેહમુલજીનું માથું વચમાં જરા નબલું પરેલું તે મારા બાવાએ કુવરજી કાકાપર લખયું'તુ કે તેહમુલજી આવે તાહરે તેવણના એ મુવાં દરદની કાંઇ સારવાર મુંબઇમાં કરાવે. કુવરજી કાકાએ એની સ્ટડી કીધેલી છે—તે તેવણના હાથમાં તમે સપરઇ ગીયા!

બાપુજી—(હસીને) હા! ને તમારા હાથમાં હું સપરઇ ગીયો!

ફેની—માફ કરજોજી! આજે મુવો બધોજ ઘોટાલો પીંડાલો થઇ ગીયો! હું માફ માગુંછ.

બાપુજી—અરે નહીરે, એમાં શું? હું બરાબર સમજુંછ. ચાલ તેહમુરસ! એ મંચુ મગોલને હું ઓરખુછ. બીચારા

તેહમુલજીને પોલીસ સ્ટેશનપર પકડયે-આવ-નહીતો તાંહ વરી કોઈ સાથ અહરી પરશે.

તેહમુરસ--હા ચાલો ! નાજુ, એ લોકનો સામાન પેલા ઓરડામાં મુકાવ ને જરા ફ્રેની સાથ ટાહેલાં કર-તેટલાં હું તેહમુલજીને લઇને ઓાથ આઉંછ ને આપરાં પાંચ જણાને સારૂં રેલવે હોટલમાં એક ટેબલ મંડાવતો આઉંછ.

[તેહમુરસ બાપુજી હસ્તા હસ્તા જાય છે. ફ્રેની નાજાં અંદરનાં ઓરડામાં જાય છે.]

* * *

[સીનેમેટોગ્રાફ સીન-રેલવે હોટલનો દેખાવ--તેમુરસ તથા તેમુલજી વાતચીત કરે છે. પછી ખાણાની ટેબલપર પાંચો જણાં બીરાજી ડીનર લે છે. તેહમુરસ પોતાના ભાઇ ભોંજાઇની સલામતી ચાહેછે. તેહમુલજી તેનો જવાબ વાળે છે.]

---

## સીન ૭ મો.



[ગુલાબવાડીનો ભપકાબંધ ડરોઇંગ રૂમ. ઇલેકટ્રીક લાઇટોનો સણગાર. કેટલાંક બાનુઓ તથા ગ્રહસ્થો ભપકાબંધ પોશાકમાં વાત કરતાં તથા રીફ્રેશમેંટ લેતાં બેઠેલાં છે. ઇંગ્લીશ બેન્ડ વાગી રહયું છે.]

એક પરોણો--(મ્યુઝીક પુરૂં થતાં) વાહ શાબાશ! લેઓ બાનુઓ અને ગ્રહસ્થો! આથ આજે પરણતાં બે

જોડાંઓની સલામતી! હમણાં પાસેના ઓરડામાં જે વાહલા ચાર જીવે આશીરવાદની પવીત્ર કીયાથી લગનના ગાંઠમાં સદાના જોડાય છે તેઓની શાદી મુબારક હોજો! (હીયર હીયર) પરવરદેગાર તેમને એકમેકના વાહલમાં સદા સુખી રાખે અને ઘણા ઘણા વરસો સંસાર સુખમાં આબાદીમાં અને તંદરોસ્તીમાં જીવતાં રાખે (જોસભર ચીયર્સ. સર્વે પરોણાં સલામતી નોસ કરે છે.) દાદાર હોરમઝદે એ ચારો જણનાં બધાં સંકટો દુર કીધાં ને એ લોકના મનની મુરાદબર આવી અને મ્હોનાં હસતાં કીધાંછ. (હુરેરેરે ના પોકારો.) (ફેની તથા નાજાંને)—લેઓ ચાલો—ફેની માય, નાજાં માય—જરા તમે કંઈ વગાડીને ગાઓ, પ્લીઝ?

કેટલાંક પરોણાં—હા, હા—જરા ચલાવો, મેહેબાની થશે.

ફેની તથા નાજાં—(દીલરૂબા તથા તાઉસ પર વગાડીને ગાય છે.)

નાજાં—ફેની—આવત શામ પ્યારો સુનાવત મોરલી મધુર ધુન—
મોર મુકટ સીસ ધારો—આવત.
મન મોહનકી સુન સુન મોરલી.
વ્યાકુલ ભયો પ્રાંન એહી અમલ હરકારો—આવત.

[ઉપરનાં ઓરડામાંથી જાલ તથા કેટી અને અદી તથા શીરીન આશીરવાદ સરાવીને દાદરપરથી ઉતરી આવે છે. અદી તથા જાલે સફેદ ડગલો પાટલુંન તથા સફેદ સાહયો પેહેરીયો છે. ચારોનો ગલામાં હાર તથા કપાલે ટીલી છે. તેમની પાછળ હમાબાઇ સુનામાસી તેહેમીના આવે છે. સઘલાંઓ એ પરણી આવેલાં જોડાંને સેકન્ડ કરી મુબારકબાદી આપે છે.]

જાલ—મેહેરબાન બાનુઓ અને વાહલા ભાઈઓ! તમોએ આજે અમારાં ઈજનને માન આપી અમારી શાદીના મેળાવડામાં પધારવાની જે તસ્દી લીધી છ, તે સારૂ હું અને મારી કેટી, તેમજ મારો ભાઈ અદી અને બેહેન શીરીન, તમો સરવેનો ઉપકાર માન્યેછ.

(એદલજી ઉમરીગર ને) બાવાજી, આજે તમેજ઼ી અહીં હાજર રેહીને મને ખરેખરજ સુખી કીધોછ મુરખીજી, આજે અમુને આશીરવાદ આપો.

[જાલ તથા કેટી એદલજીને પગે પડેછે. એદલજી જાલને કોટી કરે છે અને પછી કેટીને આશીરવાદ દઈ તેણીને એક કીમતી નેકલસ પહેડાવે છે.]

એદલજી—આલા, સુખી રેહો! દીકરી કેટી, મેં તુને ગેરઇનસાફ કીધો'તો તે હું કબુલ કરૂંછ. પણ તેં અંતે પોતે તારી ખરી લાયકાત દુન્યાને દેખાડી આપી. જીવતી રેહેજે ને ઘણાં સુખ જોજે. (અદી તથા શીરીનને) ભઈ અરદેશર અને બેહેન શીરીન, અમારી સઉની ખરાં જીગરની મુબારકબાદી તમુને બેઉ જણાંને બી છે.

અદી—મી૦ એદલજી, અને મારા વાહલા મીત્રો! તમારી ભલી દુવાઓ માટે હું અને મારી શીરીન ખરાં જીગરથી તમારાં ઉપકારી છેઇએ. આજનો બખતાવર દહાડો આપરે જોવા પામ્યાંછ, તેમાં તે કીરતારનો હાથ છે. (જાલને શેકહેન્ડ કરતાં) જાલ દોસ્ત, મારાં દીલનાં તમામ સાચ્ચાં જોશથી હું તુને આજના સુખી બનાવ સારૂં કોનગ્રેચ્યુલેટ કરૂંછ. કેટી જેવી છોકરી લાખમાં એક મલશે! એને સુખી કરજે જાલ!

[કેટી અને અદી શેકહેન્ડ કરે છે. કેટી શીરીનને કોટી કરે છે.]

એ મારી વાહાલી બેહેન તારા જેવાં સદગુણી ભરથારના સુખને ઘંચે ઘંચ લાયક છે.

જાલ—ને આય મુંગે મ્હોંડની શીરીન, જેને આજે તેં તારી મોહરદાર બનાવીછ, તેબી એક પ્રીન્સ લાયકની ધણીઆણી છે, અદી. એ ગરીબ ગુણવંતી છોકરીને તું હેપી કરજે. શીરીન મારી બેહેન—ખોદા તુને તારા ધણીના સુખમાં ઘણાં વરસ હસ્તી રમતી રાખે એવી મારી ને કેટીની ઉંડાં જીગરની દુવા છે.

[શીરીન સાથ શેકહેન્ડ કરે છે.]

સીરીન—થેંક યુ !

અદી—(આજુબાજુ જોઇને) પણ મારો અબદુલ કાંહ છે? અબદુલ! અબદુલ!

અબદુલ—(બાહેરથી) જી સાહેબ!

[અબદુલ આવીને નમી જાલ કેટી, અદી શીરીનને સલામ કરે છે. અદી તેનો એક હાથ પકડી અને બીજે હાથે તેનો બરડો ઠોકે છે.]

અદી—અહીં આવ, અબદુલ! જો એક ખુશ ખબર તારે વાસ્તે કેટી મને કેહેછ! તુને એ પોતાની એસ્ટેટનો વડો મેનેજર બનાવવા માંગેછ! મહીને દહાડે તુંને તરણસો રૂપીયા પગાર મલશે. તું એ આહધો કબુલ રાખેછ?

[અબદુલ અદબવાલી નીચું ડોકું કરી મુંગોજ ઉભો રેહે છે.]

કેટી—(હસીને) બોલ અબદુલ મારી નોકરીમાં તું રહેશે કેની?

અબદુલ—મારા જાલ શેઠની નોકરી સીવાય બીજે કેથે હું જવા નથી માંગતો, બાઇ.

અદી—(હસીને) અરે પેલા, જાલની અને કેટીની ચાકરી બધું, હવે એકનું એક છે લ. શીરીન, તારે હાથે આય

ઘડીઆલ છેરે તું મારા જીવના ઉગારનાર સાચ્ચા અબદુલને આપ. અબદુલ, એ ઘડીઆલ મારા ચેહસ્વી બાવાની યાદગારી છે. પણ એ જો તું મારી તરફથી તું પેહેડશે તો હું ખચીત ઘણોજ ખુશી થવશ.

[સોનાનું મોધું દાટ ઘડીઆલ અને ભારી સોનાનો છેડો શીરીન હસ્તે મોહડે અદીના હાથમાંથી લઇ અબદુલને આપે છે. અબદુલ બને હાથ નમીને સલામ કરે છે.]

કેટી—ને આય મારી તરફથી તુને ભેટ છે. અબદુલ, તારી વફાદાર ચાકરી જોતાં એ કંઇ નથી.

[એક મોટી હીરાની વીટી અબદુલને આપે છે. અબદુલ પાછી બે હાથે સલામ કરે છે.]

કેટી—હવે મારા ખેરખાહ દાસ્તો આપરે ડીનર ટેબલપર જઇયે તે અગાઉ એક છેલ્લી ગંભીર ફરજ મારે બજાવવાની છે. શીરીન, મારી વ્હાલી બેહેન! આજના સબકતા દાહરાની ખુશાલીમાં એક સ્પેસીયલ ફેવર તારી પાસ માગું છ. મારી એક અરજ તું કબુલ રાખશે?

શીરીન—મારી કેટી, તારો બોલ મેં કીયે દાહરે પાછો ફેરવ્યો છે? શું છે કેટ! તારો કોઇબી સુખન મારી આંખને જોરે હું માથે ચહુરાવશ.

કેટી—(હસતે મોહડે) થેંક યુ વાહલી શીરીન! જો હમણા કોઇ એક જણને અહીં હું લઇ આઉંછ તેને તું બધું આગલું પાછલું ભુલી જઇને ખરાં દીલથી ને વાહલથી કોટી કરે એવી મારી ખાહેશ છે.

શીરીન—કોણને? કેટ!

[કેટી ઝડપમાં પાસેના ઓરડામાં જઇ પીરોજબઇનો હાથ પકડીને તેવણને હોલમાં લઇ આવે છે. પીરોજબઇ ધબ ,કરતાં એક ખુરશીપર બેસી જઇ નીચી મુંડી

એ મારી વાહાલી બેહેન તારા જેવાં સદ્ગુણો ભર્‌-
થારના સુખને પુંચે પુંચ લાયક છે.

જાલ—ને આય સુંગે મ્હોંડેની શીરીન, જેને આજે તેં તારી
મોહરદાર બનાવીછ, તેણી એક પ્રીન્સ લાયકની
ધણીઆણી છે, અદી. એ ગરીબ ગુણવંતી છોક-
રીને તું હેપી કરજે. શીરીન મારી બેહેન—ખોદા
તુને તારા ધણીના સુખમાં ઘણાં વરસ હસ્તી રમતી
રાખે એવી મારી ને કેટીની ઉંડાં જીગરની દુવા છે.

[શીરીન સાથ શેકહેન્ડ કરે છે.]

સીરીન—થેંક યું!

અદી—(આજુબાજુ જોઇને) પણ મારો અબદુલ કાંહ છે?
અબદુલ! અબદુલ!

અબદુલ—(બાહેરથી) જી સાહેબ!

[અબદુલ આવીને નમી જાલ કેટી,
અદી શીરીનને સલામ કરે છે.
અદી તેનો એક હાથ પકડી અને
બીજે હાથે તેનો બરડો ઠોકે છે.]

અદી—અહીં આવ, અબદુલ! જો એક ખુશ ખબર તારે
વાસ્તે કેટી મને કેહેછ! તુને એ પોતાની એસ્ટેટનો
વડો મેનેજર બનાવવા માંગેછ! મહીને દહારે તુંને
તરણસો રૂપીયા પગાર મલશે. તું એ ઓહદો
કબુલ રાખેછ?

[અબદુલ અદબવાલી નીચું ડોકું કરી
મુંગોજ ઉભો રેહે છે.]

કેટી—(હસીને) બોલ અબદુલ મારી નોકરીમાં તું રહેશે
કેની?

અબદુલ—મારા જાલ શેઠની નોકરી સીવાય બીજે કેથે હું
જવા નથી માંગતો, બાઇ.

અદી—(હસીને) અરે પેલા, જાલની અને કેટીની ચાકરી બધું,
હવે એકનું એક છે ને શીરીન, તારે હાથે આય

, ઘડીઆલ છેરો તું મારા જીવના ઉગારનાર સાચ્ચા અબદુલને આપ. અબદુલ, એ ઘડીઆલ મારા વેહસ્તી બાવાની યાદગારી છે. પણ એ જો તું મારી તરફથી તું પેહેડશે તો હું અચીત ઘણોજ ખુશી થવશ.

[સોનાનું મોઘું દાટ ઘડીઆલ અને ભારી સોનાનો છેડો શીરીન હસ્તે મોહડે અદીના હાથમાંથી લઇ અબદુલને આપે છે. અબદુલ બએ હાથ નમીને સલામ કરે છે.]

કેટી—ને આગ મારી તરફથી તુને ભેટ છે. અબદુલ, તારી વફાદાર ચાકરી જોતાં એ કંઇ નથી.

[એક મોટી હીરાની વીટી અબદુલને આપે છે. અબદુલ પાછી બે હાથે સલામ કરે છે.]

કેટી—હવે મારા ખેરખાહ દારતો આપરે ડીનર ટેબલપર જઇયે તે અગાઉ એક છેલ્લી ગંભીર ફરજ મારે બજાવવાની છે. શીરીન, મારી વાહલી બેહેન! આજના સબકતા દાહરાની ખુશાલીમાં એક સ્પેસીયલ ફેવર તારી પાસ માગુંછ. મારી એક અરજ તું કબુલ રાખશે?

શીરીન—મારી કેટી, તારો બોલ મેં કીયે દાહરે પાછો ફેરવ્યો છે? શું છે કેટ! તારો કોઇબી સુખન મારી આંખને જોરે હું માથે ચહરાવશ.

કેટી—(હસ્તે મોહડે) થેંક યું વાહલી શીરીન! જો હમણા કોઇ એક જણને અહીં હું લઇ આઉંછ તેને તું બધું આગલું પાછલું ભુલી જઈને ખરાં દીલથી ને વાહલથી કોટી કરે એવી મારી ખાહેશ છે.

શીરીન—કોણને? કેટ!

[કેટી ઝડપમાં પાસેના ઓરડામાં જઇ પીરોજબઇનો હાથ પકડીને તેવણને હોલમાં લઇ આવે છે. પીરોજબઇ ધબ ,કરતાં એક ખુરશીપર બેસી જઇ નીચી મુંડી

ને આંખે રૂમાલ દાબી બેસી રહે છે. શીરીનબી એક મીનીટ ગભરાઈને તેવણ ગમ જોયા કરે છે. કેટી તેણીને પીરોજબાઈ આગલ લઈ જાય છે.]

કેટી—આવ શીરીન! આય તારાં માયને મલ. બસ હવે ગેઈ ગુજરી ભુલી જા! એવણ બીચારાએ કંઈ ઓછું સોરયું નથી.

[શીરીન પીરોજબાઈના પગ આગલ ગુઠણમંડીએ બેસી તેવણની ગરદન આસપાસ પોતાના હાથો વીટાંલી તેવણને ચાંપીને કોટી કરેછે.]

**શીરીન**—માય! મારાં માયજી!!

[પીરોજબાઈ શીરીનને કોટી કરે છે પછી ઓવણરના લે છે. અદીબી તેવણને પગે પડે છે. પીરોજબઈ તેને ઓવરણા લે છે.]

**જાલ**—ચાલો, હવે આપરે સઉ જમવા જઈએ તે અગાઉ તમો સર્વે લેડીઝ એન્ડ જેન્ટલમેન આજની ખુશાલીની યાદમાં કંઈ મજેનું જેવું ગાવો! લેટસ સી!

**સઘળાં**—આહા, ખુશી ખુશાલી! નેકીનો છે નેક
અન્જામ, નેકનામ! ગાવો સહુ દરેક!—આહા.
ગાવો દિલ ખુશ કરી, ખુશીજ દિલ ભરી,
વાજે, ગાજે, ટેકીનો નેકીનો ટેક! આહા!
રે રંગથી—અતી ઉમંગથી! ને સતસંગથી, હરેક!—
આહા.

[ડ્રાપ સીન.]

## વાર્તાના તેમજ ઉપયોગી પુસ્તકો.

| | રૂ. | આ. |
|---|---|---|
| મહોબ્બતની મકતબ—મી૦ રશીકની ચીત્ર સાથની વાર્તા. ... | ૧ | ૮ |
| ખુબસુરત અક્કાર—મી૦ રશીકની નવી વાર્તા ... ... | ૨ | ૦ |
| જાન કે જીગર—મી૦ રશીકની નવી વાર્તા ... ... | ૨ | ૦ |
| દાદીશેઠનો દીકરો—"મટલાંની મેહેરાં"ની કલમથી લખાયલી પારસી સંસારી રસીલી વાર્તા ... ... | ૧ | ૮ |
| નસીબની લીલી—મી૦ પીજામની વાર્તા ચીત્રો સાથે ... | ૨ | ૮ |
| કોચીનો શાહુકાર—„ „ „ „ ... ... | ૨ | ૮ |
| જીવપર જોરાવરી— „ „ „ „ ... ... | ૨ | ૮ |
| ઘડી ચપકો—મી૦ પીજામનું ટુચકા તાહુકાનું રમુજી પુસ્તક ચીત્રો સાથે ... ... ... ... ... | ૨ | ૮ |
| ગુલશન—ઇતિહાસીક વાર્તા... ... ... ... | ૧ | ૦ |
| નસીબના નખરાં યાને ઉલટાં સુલતાં કીસમતો ... ... | ૧ | ૦ |
| શયતાન કે બલા—એક રસીલી વાર્તા ... ... ... | ૧ | ૮ |
| નીના—મી૦ બ. ન. કાબ્રાજીની નવી નોવેલ ... ... | ૨ | ૮ |
| ઓરત „ „ „ „ „ ... ... | ૧ | ૪ |
| ભાઈ કે કસાઇ „ „ „ „ ... ... | ૧ | ૮ |
| મહોબતી બજાર—મી૦ ગુલફામની રસીક વાર્તા... ... | ૧ | ૮ |
| વીસ લાખનો વારસો—દાદી તારાપોરવાલાની વાર્તા ... | ૧ | ૮ |
| દિલસોજ કે દીલબર—મી૦ બ. ન કાબ્રાજીની નોવેલ ... | ૨ | ૦ |
| મોહબ્બતની મોહીની—મી૦ રશીકની એક દીલપઝીર વાર્તા... | ૧ | ૮ |
| ખાનદાની ખુની—એક ડીટેકટીવ નોવેલ ... ... | ૧ | ૮ |
| બેહેસ્તન હોમલીબાઇનો વાયેજ—ચીત્રો સાથે... ... | ૧ | ૧૨ |
| "નીતા"—મી૦ રશીકની દિલકશ કલમથી લખાયલી એક ઘણી રસીલી વાર્તા ... ... ... | ૧ | ૦ |
| "કોરોનેશન મ્યુઝીક ગાઇડ"—૧૦૧ ગાયણો અને તેની નોટસ હારમોન્યમ દીલરૂબા વગેરે વાજીંત્રોના શોખીન માટે... | ૧ | ૮ |
| સુવાવડ અને બાળકોની માવજત—"Materinty and Infant Welfare" સહેલી ભાષામાં ૫૦ ચીત્રો સાથે. | ૨ | ૦ |
| મુશકેલ આસાન—મી૦ જેહાંગીર મરઝબાનની નવી વાર્તા ચીત્રો સાથે ... ... ... ... .. | ૨ | ૦ |
| જેહાંગીર નામું—જરથોસ્તી વડવાઓની ઇતીહાસીક વાર્તા રૂપી તવારીખ .. ... ... ... | ૨ | ૦ |
| હુમશીર કે શમશીર—એક રસીલી વાર્તા ... ... | ૧ | ૮ |

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, પારસી બજાર કોટ, મુંબઇ.

મુંબાઈમાં રમત ગમતનું માનીતું થઈ પડેલું,
મહાન સ્થક.

અને તે શું?—બધા જાણે, ને તમોએ નહી જાણો
એ કેમ બને?—અલબત કે

# ન્યુ અલહમ્બ્રા સીનેમા

આજ લાંબો વખત થયો છેલ્લામાં છેલ્લી ઢબ મુજબની જંગી સીરીઅલો, ભારે ખેંચાણકારક ડ્રામાઓ, અને પેટ ધરીને હસાવનારી કોમીકો દેખાડવા માટે શોખીન તમાશબીનો વચ્ચે પુરતો જાણીતો છે. જુવો, આખા દીવસના કામકાજની જંજાળની થાક ઉતારવી હોય તો

## ફક્ત ચારઘાજ ભાવમાં

ઉત્તમ મોજ ભોગવવાને ચુકતા ના.

સુંદર બાગબગીચામાં લટાર મારી લેહેર વચ્ચે સીનેમાના સીન્સ જોવા એબી એક ઉત્તમ આનંદ છે. આજ સુધીમાં અમે લીબરટી, મીલીઅન ડોલર મીસ્ટરી, બ્રોકન કોઈન, ગેબી મદદગાર વીગેરે દુન્યામાં વીખ્યાતી પામેલી સીરીઅલો દેખાડી છે, અને હજુરબી અમારી કોશેશ નવા સાહસમાં ચાલુજ છે.

—ન્યુ અલહમ્બ્રા સીનેમા.—

ન્યુ સેન્ડહર્સ્ટ રોડ, ટેલીફોન નાં૦ ૨૪૧૭.

એક ખાસ વધારાની મોજ—

સીનેમાના સીનો સાથે મી૦ માજુના હીંદી સંગીતની મોજ મળશે.

## જાપાનીઝ હુનરમંદીથી આજે કોણ અંજાણુ છે?

જાપાનીઝ કારીગરીની દરેક ચાજ—ક્યુરીઓસીટીઝ—નોવેલ્ટીઝ—સાટસુલાવેર—ટી સેટસ—ફાંકડા પરડાઓ—ક્રોકરીવેર—તથા હાઉસ ડેકોરેશનને લગતી દરેક ચીજ.

તરેહવાર જાતનું—ચહડ ઉતર કોલી—ટીનું—ચીનાઇ અને જપાનીઝ રેશમી કાપડ—તથા ધરગતુ વપરાસની—સુંદર—સસ્તી—અને ફાંકડી જીણસો ખરીદવાનું જાણીતુ મઠક.



## જાપાનીઝ મ્યુઝીઅમ.

જુની ચાલીસ ઝાઈતી સામે ચોક
બીલ્ડીંગ હોર્નબી રોડ કોટ.

ખરો
ખાત્રીપુર્વક માલ.

ઉતમ કામ
મુધ્યમ દામ

ઉપયોગી ચીજો પુરી પાડનારી આયજ દુકાન જાણીતી માનીતી અને સસ્તી છે.

માસુક—દોસ્ત આસનાવ યા—આશીકના સીનોર માટે—મિટ સોગાદની કાંઇબી ચીજ જોઇતી હોય તો તુરત જાપાનીઝ મ્યુઝીયમમાં દોડતા આવજો.

જાપાનીઝ આર્ટ વર્કનું મોટું સંગ્રહસ્થાન જોવું હોય—જાપાનીસ હુનરમંદીને લગતુ કાંઇક નવું જોવું—જાણવું—અને શીખવું હોય—યા જાપાનીઝ બનાવટની કાંઈ બી ચીજ જોઈતી હોય—તો તે જાપાનીઝ મ્યુઝીયમમાંથી મળી શકશે.





